કેવો અને કેટલો સત્કાર કરશે, તેનાપર જ આધાર રાખે છે, એટલે એ વિષે અત્રે વિશેષ ઉહાપોહ કરવો અનાવસ્યક છે.

રાજ્ય કર્ત્તાઓની શૂરવીરતા અને નિડરતાએ કચ્છભૂમિને કીર્તિવતી બનાવી છે, યોદ્ધાઓના બલિદાને અને આપભોગે કચ્છભૂમિને ગૌરવંતી બનાવી છે, કચ્છી વેપારીઓની સાહસિકના અને વ્યપાર કુશળનાએ કચ્છભૂમિને મહત્વવંતી બનાવી છે, એ કીર્તિવંતી, ગૌરવંતી, અને મહત્વવંતી કચ્છભૂમિનો યથાયોગ્ય પ્રમાણભૂત ઇતિહાસ લખવો, એ મારા સમા બાળવિદ્યાર્થી માટે તો ભગીરથ કાર્ય કહેવાય, તે સંપૂર્ણપણે પાર પાડવાની અશક્તિ પ્રદર્શિત કર્યા છતાં સઘળી બની શકતી મહેનતે અને કાળજીએ આ નમ્ર પ્રયાસ કચ્છી જનતાને ચરણે ધરવા આજ ભાગ્યશાળી થયોં, એ પણ મારે માટે ઓછા આનંદનો વિષય નથી. આમાં થયેલી ભૂલો અને રહેલી ખામીઓ વિદ્વાન વાંચકો કૃપા કરી સુચવશે, તો તે સાભાર સ્વીકારી બીજી આવૃત્તિમા એ સહર્ષ સુધારી લઇશ.

આજ લગી કચ્છના ઐતિહાસિક વિષય પરત્વે થયેલા છૂટા છવાયા લખાણો મળી શક્યા તેટલા એકત્ર કરી તે પરથી કચ્છના બૃહદ્ ઇતિહાસની યોજના કરી, છે. તે મારા ઓછા અનુભવને કારણે અપૂર્ણ હોય એ સંભવિત છે, પણ કચ્છી બંધુઓ મારી આ પ્રથમ કૃતિ હંશવૃત્તિએ અંગીકારશે, તથા મારા આ કાર્યમા પોતાથી બનીશકતી સહાય કરશે, એવી હું નમ્ર આશા રાખુ છું.

કચ્છ રાજ્યના કેળવણી ખાતાના વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ વિદ્યાધિકારી સાહેબે આ ગ્રંથની ઉપોદ્‌ઘાત લખી પ્રોત્સાહન આપ્યું છે, તે માટે એઓશ્રીનો ઋણ પ્રદર્શિત કરતાં આનંદ થાય છે.

| | |
|---|---|
| અંજાર (કચ્છ)<br>કચ્છી નૂતન વર્ષ. ૧૯૮૩<br>તા. ૧૦–૭–૧૯૨૬ | લી. કચ્છી પ્રજાનો નમ્ર સેવક<br>**જયરામદાસ જેઠાભાઇ નયગાંધી.** |

*Valabhjee Ramjee*

# કચ્છભૂમિની આદિસ્થિતિ અને સ્વરૂપ

## પ્રાચીન પ્રકરણ

**સમુદ્રની સપાટી નીચે "કચ્છ"** -જે ભૂમિ પર આપણે ...એ છીએ, જે ભૂમિ પર આપણું પિંડ પોષાય છે, તે કચ્છભૂમિ ...જારો વર્ષ પૂર્વે ભારતવર્ષની પશ્ચિમ દિશાએ સમુદ્રના પેટમાં પાણીના ...ળાં હેઠળ હતી, એવું ભૂસ્તરશાસ્ત્રીઓનું અનુમાન છે.

'કર્તાની કૃતિ પ્રમાણે જલ ત્યાં સ્થલ અને સ્થલ ત્યાં જલ' ...મ અનાદિકાળથી થતું આવે છે. તેવી જ રીતે આજથી હજારો ...ર્ષ પૂર્વે મહા ધરતીકંપના આંચકાથી સમુદ્રના પેટમાંથી જમીનનો ...ક ટુકડો તે આપણો દેશ પાણીની સપાટી પર 'બેટ' સ્વરૂપે ...હાર નીકળી આવ્યો, એવું ભૂગર્ભશાસ્ત્રીઓનું માનવું છે.

આ 'બેટ' ચારે દિશાએ સમુદ્રના પાણીથી ઘેરાયલો હોવાથી ...ને 'કચ્છ' નામ આપવામાં આવ્યું હોય. એવું પુરાણોથી ...દ્ધ થાય છે.

'કચ્છ' એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. તેનો અર્થ પાણીથી ...રાયલો પ્રદેશ-તેનો આકાર લાંબા વાંકા તુંબડા કે કાચબા જેવો છે. ...ચબાને સંસ્કૃત ભાષામાં 'કચ્છ' કહે છે. તે પરથી આ ભૂમિનું ...મ 'કચ્છ' પડેલું હોય, એ પણ સંભવિત છે.

કચ્છાવનારના નામથી સંબોધાતી આ પવિત્ર કચ્છભૂમિ જલ-...દ્ભવ પછી કાળે કરી માનવ જાતિને રહેવા લાયક બની, ત્યારે ...ણસો તે પર આવી વસ્યા, એવો ઇતિહાસવેત્તાઓનો અભિપ્રાય છે.

**કચ્છ પર માનવજાતિ**—પુરાણોમાં કચ્છભૂમિને કિનારાના ...દેશ તરીકે વર્ણવેલ છે. તેમાં થોડા જંગલી લોકો રહેતા હતા, ત્યાં ...ક પ્રવાસી આવ્યો, તેની સલાહ અને સહાયથી તેમણે જંગલો ...ળી મેદાન બનાવ્યા, તેમાં ઘાસચારો સારો થવાથી ભરવાડોનાં ...જેરાળાં પોતાનાં પશુધન સાથે કચ્છમાં આવવા લાગ્યાં.

પુરાણોમાં કચ્છ—શ્રી ભાગવત્ અને મત્સ્યપુરાણમા કચ્છની પુરાતનતા લમાણુરી વર્ણવેલ છે ભારતવર્ષના ચાર પુરાતન મહાસરોવરોનુ મહાત્મ્ય સનાતનકાળથી પુરાણો મુક્તકંઠે ગાઇ રહ્યા છે તેઓ જૂદે જૂદે ઠેકાણે અને જૂદી જૂદી દિશાએ આવેલા છે ઉત્તરે હિમાલય પર્વતની ઉપર માનસરોવર, પશ્ચિમે કચ્છ દેશમા સિંધુસાગર પાસે નારાયણસરોવર, દક્ષિણે પંપાસરોવર અને મધ્યે સિદ્ધપુર પાસે બિંદુસરોવર તેમને કાંઠે અવારનવાર અવતારી વિભૂતિઓ, યોગીઓ અને યાત્રાળુઓ આવતા, આવે છે

આ ચાર સરોવરમાનું એક શ્રી નારાયણસરોવર આપણા પવિત્ર કચ્છ દેશની પશ્ચિમે લખપત તાલુકાને વાયવ્ય ખૂણે આવેલુ છે. આ સરોવર અને તેની આસપાસની પુણ્યભૂમિનો વિસ્તાર ચાર યોજન હોવાનુ મહાત્મ્યકથન છે

શ્રી નારાયણ સરોવરની આસપાસની રમણીય ઝાડીમા આશરે દશ હજાર વર્ષ પૂર્વે બાહિષના પુત્ર દશ પ્રચેતાઓએ મહા તપશ્ચર્યા કરી હતી. તે સિવાય નારદ અને કપિલ સમા મહામુનિઓ, મરિચિ અને અત્રી સમા મહર્ષિઓ તેને કિનારે આશ્રમો બાંધી દેશપરદેશથી આવતા મુમુક્ષુઓ અને યાત્રાળુઓને ધર્મોપદેશ આપતા, એવો શ્રીમદ્ ભાગવત ૫૮ સ્કંધના પાચમા અધ્યાયમા ઉલ્લેખ છે.

**કચ્છમાં શ્રી રામચંદ્રજી**—અવતારી વિભૂતિ શ્રી રામચંદ્રજી પોતાના ધર્મપત્ની સીતાજી અને બંધુ લક્ષ્મણજી સહીત પોતાના બાર વર્ષના વનવાસ દરમ્યાન કચ્છભૂમિ પાવન કરવા શ્રી નારાયણ સરોવરની યાત્રાએ આવ્યા હતા.

કચ્છમા વહન કરતી અઘોરા[1] નદીની દરીમાની બે ગુફાઓમ 'કાળી' અને 'હિંગુળા' નામે બે દેવીઓના દેવાલયો અદ્યાપિ અસ્તિત્વમાં છે. તેમ જ નદીના પાત્રમાના એક વીરડાને ત્યાના લોકો

[1] Cunningham's Ancient Geography of India Page 302-304.

'રામચંદ્રવાપી' અથવા 'રામકુવો'. એવા પ્રાચીન નામથી ઓળખે છે. શ્રી રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજીએ વનવાસના સમયમા અઘોરા નદીની દરીમાં નિવાસ કર્યો હતો: અને ત્યાંથી તેઓ 'ગોરક્ષત-ડાગ' તથા 'તુંગબેર' આદિ સ્થળોમાં ગયા હતા. એ સ્થાનોમાંથી આગળ વધીને તેઓ 'હિંગુવા દેવી'ના દર્શન માટે પ્રયાણ કર્યું હતું, એવી આખ્યાયિકા અદ્યાપિ કચ્છમાં પ્રચલિત છે.

અઘોરા નદીની તે દરીને અદ્યાપિ 'રામબાગ'ના નામથી ઓળખવામાં આવે છે. તે ઉપરાંત રામકુંડ, રામારણ્ય, રામગુફા, લક્ષ્મણગુફા, ગીતાવાવડી ઈત્યાદિ ઐતિહાસિક ચિન્હો પણ છે. એટલું જ નહિ પણ એરિનિયનના[2] ગ્રંથોને આધારે વિશેષ પ્રતિત થાય છે કે અવતારી વિભૂતિ શ્રી રામચંદ્રજીના પુનિત પગલાંથી કચ્છભૂમિ પાવન થઇ હતી.

**કચ્છમાં લંકાપતિ રાવણ**—શ્રી નારાયણસરોવરથી અર્ધકોશને અંતરે શ્રી કોટેશ્વર મહાદેવના તીર્થધામ ઘણા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. પુરાણોએ તેનું મહાત્મ્ય ગાયું છે કે, લંકાપતિ રાવણે વિશ્વમાં અજર અમર રહેવા કૈલાસ પર મહા તપશ્ચર્યા આદરી હતી. તેથી પ્રસન્ન થઇ, કૈલાસપતિએ તેને એક 'લિંગ' દઇ વરદાન આપ્યું કે: લંકામાં એની સ્થાપના કરી, નિરંતર પૂજન કરીશ, તો અજર અમર રહીશ, પણ માર્ગમાં તેને ક્યાંએ મૂકીશ, તો તે ત્યાં જ રહેશે.

આ વરદાન મેળવી રાવણ કૈલાસથી કચ્છ માર્ગે લંકા જવા રવાને થયો, તે વાતની દેવતાઓને ખબર પડતાં, તેઓ રાવણ પાસેથી તે 'લિંગ' મૂકાવવા ભેગા થયા. બ્રહ્મા ગાયનું રૂપ લઇ, રસ્તે કાદવવાળા એક ખાડામાં પડયા, અને બીજા દેવના તપસ્વીઓનું રૂપ લઇ, ગાયમાતાને ખાડામાંથી બહાર કાઢવા સારૂં દોરડાથી ખેંચવા લાગ્યા. તેટલામાં રાવણ ત્યાંથી લિંગ લઇ જતો દેખાયો, તેની પાસેથી દેવોએ સહાય માગી.

---

૨ Arriani Peripets Erythaei.

**કચ્છમાં કોટેશ્વર મહાદેવની સ્થાપના**—રાવણે એક હાથમાં 'લિંગ' રાખી બીજા હાથથી ઘણી મહેનત કરી, પણ ગાય તો બહાર નીકળી નહિ, તેથી ગૌરક્ષાના તાનમાં ભાન ભૂલી 'લિંગ' પૃથ્વી પર મૂકી, બે હાથો વડે રાવણ દોરડું ખેંચવા લાગ્યો, એટલે કાદવમાંથી ગાય તો બહાર નીકળી, પણ 'લિંગ' પડયું હતું, ત્યાં કોટી લિંગ થઇ ગયાં. પોતાનું કયુ, તે રાવણે શોધ્યું, પણ વરદાન પ્રમાણે 'લિંગ' ત્યાં જ રહ્યું, એટલે રાવણ નિરાશ થઈ, લંકા તરફ વળ્યો.

કોટીલિંગ પરથી 'કોટેશ્વર' કહેવાયું. આવા પ્રકારની શ્રી કોટેશ્વર મહાદેવની સ્થાપના સંબંધે પૌરાણિક આખ્યાયિકા છે. જે લિંગની લંકામાં સ્થાપના કરવા રાવણે વર્ષો સુધી કૈલાસ પર મહા તપશ્ચર્યા કરી હતી, તે લિંગની સ્થાપના શ્રી બ્રહ્મા અને બીજા ઋષિઓએ કચ્છાવનારનાં નામથી સંબોધાતી આ પવિત્ર ભૂમિમાં કરાવી, કચ્છના ગૌરવ અને પવિત્રતામાં વૃદ્ધિ કરી છે.

પુરાણોમાં વર્ણવેલ શ્રી કોટેશ્વર મહાદેવના પુરાતન અને પવિત્ર તીર્થધામમાં ઘણા પ્રાચીનકાળથી દેશપરદેશના સાધુ, સંતો અને યાત્રાળુઓ આવતા અને આવે છે

**કચ્છમાં શ્રીકૃષ્ણ પરમાત્મા**—આશરે પાંચ હજાર વર્ષ પર શ્રીકૃષ્ણ પરમાત્માના પુનિત પગલાથી આ ભૂમિ પાવન થઈ હતી. તેઓશ્રી નારાયણસરોવર અને કોટેશ્વર મહાદેવની યાત્રા નિમિત્તે આવ્યા હતા. એવું શ્રી મહાત્મ્યસિદ્ધ છે.

**કચ્છમાં પાંડવોનો ગુપ્ત નિવાસ**—આ વખતે ગેડી–વૈરાટ[૧]-નગરી કચ્છમા સૌથી સમૃદ્ધિવાન હતી. ત્યાં પાંડવોએ ગુપ્ત નિવાસનો અંતિમકાળ વ્યતિત કર્યો હતો. પાંડવો ગેડી–વૈરાટનગરની આસપાસના ગીચ વનમાં ગુપ્ત રીતે રહે છે, તેની દુર્યોધન રાજાને જાણ થતાં, તે

૧ રાસમાળા પ્રથમ ખંડ પાના ૨૦ ની નોંધમાં રા. રણછોડભાઇ ઉદયરામ લખે છે કે કચ્છમાં વાગડ કહેવાય છે. તેમાં ગેડી-મુતપડી ગામ છે. તે પણ વૈરાટનગર કહેવાય છે.

સૂર્યપુત્ર કર્ણ સાથે મંત્રણા કરી । વાગ્યો કે પૈગંબરની ગાયો વાળી જવામાં આવે, તો ગૌરક્ષક પાંડવો ગાયોની વારે ચડશે પોતાનો ગુપ્તવાસ છોડી બહાર નીકળે, એટલે તેઓ પ્રસિદ્ધ થવેથી, કરાર પ્રમાણે તે દિવસથી પાછું તેમને ચોદ વર્ષ ગુપ્તપણે રહેવું પડશે

'ક્ષાત્ર ધર્મને ઉચિત ન્હતું' ગાયો વાળી જવાનું કામ ત્રિગર્તે માથે લીધું નહિ એટલે કર્ણે જમીન પર લાત દઈ પછાડી તેથી એક પુરૂષ થયો તે કષ્ટનાથી પેદા થયો, એટલે તેવી દેવાયો તે વૈરાટનગરની ગાયો વાળી, મિશ્ર તરફ નાસ ગયો આ વાતની ગોરક્ષક પાંડવોને જાણ થતા, તેઓ બહાર આવી ગાયોની વારે ધાયા એથી તેઓ જાહેર થયા, પણ ગણત્રી પ્રમાણે તે દિવસ તેમના વનવાસનો છેલ્લો દિવસ હતો, એટલે પાંડવોનો વનવાસ પૂરો થઈ ગયો હતો આ કામ બદલ દુર્યોધન રાજાએ તે કાઠીને ૨૦૭૩ પાવર પરગણું આપ્યું હતું

મહાભારત અને ભાગવતમા વર્ણવેલ યુવનાશ્વ રાજા ભદ્રાવતી નગરીમા રાજ્ય કરતો હતો આ પ્રતાપી રાજાની નીતિથી છાયા હેઠળ પ્રજા સુખ માણતી સમૃદ્ધિને શિખરે પહોચેલ ભદ્રેશ્વર એક બળવાન અને પરાક્રમી રાજાની રાજધાની હોવી જોઇએ, એ વાતની ત્યાના શિલાલેખો અને ખંડેરો આજે પણ સાક્ષી આપે છે

મહાભારતના યુદ્ધમા વિજય મેળવી પાંડવોએ અશ્વમેધ યજ્ઞમા હોમવા પંચકલ્યાણી ઘોડો પૃથ્વીની પ્રદક્ષિણા કરવા છૂટો મૂકો ફરતો ફરતો તે કચ્છમા આવ્યો, તેને ભદ્રાવતીના યુવનાશ્વ રાજાએ પકડો અને પાંડવોની સર્વોપરિ સત્તા ન સ્વીકારી યુદ્ધ કર્યું આ યુદ્ધ પ્રસંગે શ્રીકૃષ્ણ પરમાત્મા બીજીવાર કચ્છમા પધાર્યા હતા, તેમની સહાયથી પાંડવો વિજય પામ્યા, આ વાત મહાભારત અને ભાગવત પ્રસિદ્ધ છે

પાંડવોના આગમન અવશેષો આજે પણ ગેડીનગરના સિમાડા શોભાવે છે, શિલાલેખો તેની શાખ પૂરે છે તેઓએ અહીંયા એક મહામંદિર બનાવ્યું હતું એવી લોકોક્તિ છે

**કચ્છ ભોજકટ**—શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના ચોપન અધ્યાયમા એવી વાત છે, કે વિદર્ભદેશના ભીમક રાજાની કુવ રૂખમણિનુ વાગ્દાન ચેદી દેશના રાજા શિશુપાળની સાથે થયે પણ તેતો મનથી દ્વારકાપતિ કૃષ્ણભગવાનને વરી ચૂકી હતી, તે શિશુપાળ પરણવા આવ્યો, ત્યારે તેણે કૃષ્ણચંદ્રને ગુપ્તપણે પ ા લખ બોલાવ્યો સંકેત પ્રમાણે મંદિરે દર્શન જતી રૂખમણિનું હર કરી ભગવાન દ્વારકા ચાલ્યા ગયા

આ વાતની જાણ થતા રૂખમણિના ભાઇ રૂખમિયાએ બેન પાછી વાળ્યા વિના વિદર્ભદેશના અન્નપાણી ત્યાગની પ્રતિજ્ઞા લઈ સૈન્ય સાથે ભગવાનની પાછળ પડયો, અને રસ્તામા યુદ્ધ કર્યું, તેમ તે હાર્યો, એટલે વિદર્ભદેશ તરફ ન જતા કચ્છમા આવી, ગાદ સ્થાપી રાજ્ય કરવા લાગ્યો તેના સમયમા કચ્છ ભોજકટ કહેવાયુ

**આશાપુરા માતા**--જાડેજાઓની કુળદેવી શ્રી આશાપુર માતાજીનું મંદિર કચ્છમા ઘણુ પ્રાચીન છે, તેના વિષે સ્કંધપુરાણ વિસ્તારપૂર્વક વર્ણન છે

**કચ્છમાં મહાવીર પ્રભુ અને બુદ્ધ ભગવાન**--શ્રીમહાવી પ્રભુ અહિંસાનો ઉપદેશ આપવા કચ્છમા પધાર્યા હતા, એ આકડામા દંતકથા ચાલે છે[1] આ 'વીર' પ્રભુનો સંદેશો લઇ જે સાધુઓએ કચ્છની ચારે દિશાએ ફરી, જૈનધર્મ ફેલાવ્યો, અ ભદ્રાવતી નગરીમા લગભગ ૨૪૩૦ વર્ષ પૂર્વે-વીર સંવત્ ૨૨ તથ વિક્રમ સંવત્ પૂર્વે ૪૪૮ મા એક મ્હોટું દહેરૂ બંધાવી, ત્યા મહાવી પ્રભુની મૂર્તિની સ્થાપના કરી, ત્યારથી આજ લગી ભદ્રાવતી નગરી ભદ્રેશ્વર જૈનયાત્રાનુ ધામ બન્યુ છે

અવતારી વિભૂતિ શ્રી બુદ્ધભગવાન પોતાના ભિખ્ખુઓ સાથે કચ્છમા શ્રી નારાયણસરોવરની યાત્રાએ પધાર્યા હતા, તેમના સ્મરણાર્થે

---

[1] મહાવીરજીવન ચરિત્ર—કલ્પસૂત્ર ઇત્યાદિ જૈન ગ્રંથના આધા સિદ્ધ થાય છે કે મહાવીર પ્રભુએ કચ્છમા બે ચોમાસા કરેલા

શ્રી નારાયણસરોવર તથા આજના વાઘમ ચાવડાના ખંડેરો છે. ત્યા તેમના શિષ્યોએ પાછળથી વિહારો અને ગુફાઓ બંધાવેલ છે. તેના અવશેષ આજ પણ જોવામા આવે છે. તે ઉપરાંત ઘણે ઠેકાણેથી બુદ્ધ ભગવાનની પ્રતિમાઓ પણ મળી આવે છે.

**કચ્છમાં ગુરૂદત્તાત્રયજી શ્રી આદ્યશંકરાચાર્ય**--પચ્છમાઈ કાળા ડુંગર પર ગુરૂદત્તાત્રયની પવિત્ર પાદુકાસ્થલિનું અદ્યાપિ પૂજન થાય છે તેથી સિદ્ધ થાય છે કે ગુરૂદત્તાત્રયજીએ અહીં આવી આ ભૂમિ પાવન કરી હતી.

**શ્રીવલ્લભાચાર્ય અને શ્રીસહેજાનંદ સ્વામી**-શ્રી જગદ્દગુરૂ આદ્ય શંકરાચાર્ય તથા વલ્લભાચાર્ય શ્રી નારાયણસરોવરની યાત્રાએ આવ્યા હતા. વલ્લભાચાર્યજીની બેઠકના દર્શન કરવા આજ પણ વૈષ્ણવો શ્રી નારાયણસરોવર જાય છે.

શ્રી સહેજાનંદ સ્વામી કચ્છમા પધાર્યા હતા એમના મુખ્ય ગણાતા ચાર પુણ્ય ધામોમા ભૂજનો પણ સમાવેશ થાય છે.

**કચ્છ તીર્થધામ**--ઘણા પ્રાચીનકાળથી કચ્છ તીર્થધામ તરીકે ભારતવર્ષમા પ્રસિદ્ધ છે તેનો મહિમા વિશેષે કરીને પુરાણો અને જૈનશાસ્ત્રોમાથી મળી આવે છે. અહીંઆ દર વર્ષે હજારો યાત્રાળુએ મહા કષ્ટ વેઠી યાત્રા કરવા આવતા અને આવે છે.



# વિસ્તાર અને વસ્તી

## વિસ્તાર

કચ્છ એટલે પાણીથી વિંટળાયેલો પ્રદેશ, તેની પૂર્વે અને ઉત્તરે રણ અથવા સુકાયેલો સમુદ્ર, પશ્ચિમે અરબી સમુદ્ર અને સિંધુમુખ, દક્ષિણે કચ્છનો અખાત અને હિંદી મહાસાગર છે તે ૨૩° તથા ૨૪° અક્ષાંશ અને ૬૮° તથા ૭૦° રેખાંશ વચ્ચે આવેલ છે. તેનો વિસ્તાર પૂર્વ પશ્ચિમ એકસો સાઠ માઇલ અને ઉત્તર દક્ષિણ પાંત્રીસથી સીત્તેર માઇલ છે, તેનું ક્ષેત્રફળ પાંસઠ સો ચોરસ માઇલ છે, તેમા ચૌદ લાખ પચાસ હજાર એકર ખેડવાણ જમીન છે.

કચ્છના રાજકીય આઠ વિભાગ છે. અબડાસો, અંજાર, ભચાઉ, ભૂજ, લખપત, માંડવી, મુંદ્રો અને રાપર, તેમની વચ્ચે કચ્છના હજાર ગામડા વહેંચાયલા છે.

## વસ્તી

કચ્છની પ્રજા દરિયા કિનારે રહેતી હોવાથી કાઠી કહેવાતી વિક્રમની સાતમી સદીના અરસામાં ચાવડા કચ્છપર ચડી આવ્યા તેમના ત્રાસથી ઘણોભાગ કાઠી કચ્છ છોડી કાઠીયાવાડ વસ્યા, બાકી આહીર, રબારી ઇત્યાદિ રહ્યા, કચ્છના એ જુના વતની છે

ચાવડા પછી સોલંકી, વાઘેલા, સોઢા, અને સમા આવ્યા. સમાના વંશજો પાછળથી જાડેજા કહેવાયા, અને અદ્યાપિ કચ્છ પર રાજ્ય ચલાવે છે.

વર્તમાન કચ્છની પ્રજા સિંધ, પંજાબ ગુજરાત અને મારવાડથી ક્રમે ક્રમે આવી વસેલા માણસોની બનેલી છે જૂદા જૂદા દેશમાંથી આવેલા માણસોના જૂદા જૂદા રીતરિવાજ હોવાં છતાં, કચ્છના હવાપાણીથી સ્વભાવે બધા એક છે.

સારસ્વતો—સિંધથી આવ્યા કહેવાય છે, પુરાણા અને ભુ-સારીના કુળગોર હોવા ઉપરાંત તેઓ પુરાણો વાંચે છે જન્મ-

પત્રિકાઓ બનાવે છે, વેપાર કરે છે અને
રાજ્યમાં નોકરી પણ કરે છે.

**ઔદિચ્ય**—શિહોર, ઝાલાવાડ, અને
તેઓ ઝાલાવાડી, ગોહીલવાડી અને ગઢની કહેવાય છે. તેમનો ધંધો જોષ જોવાનો, પુરાણ વાંચવાનો અને રસોઇ કરવાનો છે. [illegible] રાજગોર ઉતરી આવ્યા છે. જાડેજાઓના કુળગોર હોવા ઉપરાંત તેઓમાંના કેટલાક મોટા ગિરાસીયા છે, અને કેટલાક ખેતી પણ કરે છે.

**પોકરણા**—મારવાડથી આવ્યા છે. ભાટીઆઓના કુળગોર હોવા ઉપરાંત તેઓ હિંદની જૂદી જૂદી દિશામાં કંઠાકરો લે છે, અને દેશમાં તેઓ ખેતીવાડી કરે છે, મીઠાઇ બનાવે છે, રસોઇ રાંધે છે. અને વેપારીઓની પેઢીઓમાં કામકાજ પણ કરે છે.

**પુરબીયા**—પણ રાજગોરની પેઠે ઓદીચોમાંથી ઉતરી આવ્યા કહેવાય છે, તેમની વસ્તી ગેડી, આડેસર અને પળાંસવામાં મુખ્યત્વે છે, તેઓ નોકરી અને ખેતીવાડી કરે છે.

**નાગર**—રાઓથી પહેલા ખેંગારજીના વખતમાં ગુજરાતથી આવ્યા છે. તેઓમાંના કેટલાક જમીનદાર છે. બાકીના લગભગ રાજ્યની નોકરી કરે છે, તથા વેપારીઓને ત્યાં પણ નોકરી કરે છે. તેમનામા કેટલાક સારા કેળવાયલા અને શિક્ષિત હોવાથી રાજ્યમાં સારી જગ્યાપર કામકાજ કરે છે, તથા તેઓ શિક્ષણનું અને વકીલનું પણ કામ કરે છે.

**મોઢ બ્રાહ્મણ**—ચૌદમી સદીમાં મોઢેરાથી આવ્યા છે, તેઓ પુરાણ વાંચવાનો તથા નોકરી કરવાનો ધંધો કરે છે

**સાચોરા**—જોધપુરથી આવ્યા છે. તેઓ ખેતી અને વેપાર કરે છે.

**શ્રીમાળી**—રાજપુતાનાથી આવ્યા છે. તેમનામાંથી કેટલાક વિસનગરમાં ઓસવાળો સાથે ભોજન કર્યું, તેથી બોજક કહેવાયા. શ્રીમાળી બ્રાહ્મણો વેદ અધ્યયન કરે છે અને પુરાણો વાંચે છે.

**ગીરનારા**—વૈષ્ણવોના મંદિરોમા રસોઈ કરે છે, પુરાણો વાચે છે, વિદ્યાર્થીઓને પ્રશ્ન કરાવે છે અને ખેતીવાડી કરે છે. તેમનામા કેટલાક પૈસાદાર પણ છે, અને જાગીરો પર વોરાવટ કરે છે.

**વેદાંત**—કચ્છથી આવ્યા છે. તેઓ વેદ વચે છે, વિદ્યાર્થીઓને અધ્યયન કરાવે છે અને ખેતીવાડી અને રાજ્યમા નોકરી કરે છે.

**અંગ્રેટી**—મંદિરોમા નોકરી કરે છે અને મીઠાઈ બનાવે છે.

**નંદવાણા**—વિક્રમની સોળમી સદીમા સિંધ, મારવાડ અને સૌરાષ્ટ્રથી આવ્યા છે. તેમનો ધંધો ખેતીવાડી અને વોરાવટનો છે. હાલ ઘણેભાગે તેઓ પરદેશમાં વેપાર કરે છે.

**બ્રહ્મક્ષત્રિય**—સિંધથી આવ્યા છે. તેઓ સુતાર, વણાટ અને રંગાટનું કામ કરે છે. તેમનામા કેટલાક વેપાર પણ કરે છે.

**કાયસ્થ**—સોળમી સદીમાં સિંધ, મારવાડ અમદાવાદ અને સોરઠથી અહીં આવ્યા છે. તેઓ રાજ્યની તેમ જ બીજી નોકરી કરે છે અને પરદેશમા વેપાર ઉદ્યોગ કરે છે.

**મોઢવાણીયા**—મોઢેરાથી આવ્યા છે. તેઓમના કેટલાક જમીનદાર છે. આદીના રાજ્યમા કે વેપારીને ત્યાં નોકરી કરે છે અને પરદેશમા વેપાર કરે છે.

**વાયડા**—પાટણ પાસેના વાયડ ગામથી કચ્છમા આવ્યા છે. તેઓ કરીયાણાનો વેપાર કરે છે અને બજાર વેચે છે.

**સોરઠીયા**—સોરઠથી આવ્યા છે. તેઓ ખેતીવાડી કરે છે.

**જાલોરા**—કાઠીવાડના જાલોર ગામથી આવ્યા છે તેઓ વેપાર અને ખેતી કરે છે.

**વાણીયા સોની**--શ્રીમાળી વાણીયામાંથી ઉતરી આવ્યા છે. તેઓ સોનાનો ધંધો કરે છે.

**શ્રીમાળી વાણીયા**—તેમના બે વિભાગ છે. એક દશા અને બીજા વીસા. બન્નેના કુળગોર શ્રીમાળી બ્રાહ્મણો છે. બન્ને દાપા તથા

વ્યાજ વટાવનો વેપાર કરે છે વાણીયા કહેઈ શ્રીમાળી [illegible] ઉતરી આવ્યા છે. તેઓ મીઠાઈ બનાવી વેચે છે.

ઓસવાળ—ઉસનગર, પાટીનગર અને [illegible] આવ્યા છે. તેમા દશા, વીસા ઉપરાત પાચા એમ ત્રણ વિભાગ છે. તેઓ વેપાર અને ખેતી કરે છે તેમની મુખ્ય વસ્તી કાઠી અને [illegible] છે.

લોહાણા—પંજાબથી આવ્યા છે તેઓ ખેતી, [illegible] અને વેપાર કરે છે

ભાટીયા—જેસલમેરથી આવ્યા છે તેઓ વેપાર અને વેપારીને ત્યા નોકરી કરે છે તેઓ દેશપરદેશ પોતાના વહાણો ચલાવે છે.

ભંસાળી—સૌરાષ્ટ્રથી આવ્યા છે તેઓ ખેતી અને ઘીનો વેપાર કરે છે

જાડેજા, સમા અને મોઢા—સિંધથી આવ્યા છે તેઓ ખેતી કરે છે. અને પોતાની જાગીરો સંભાળે છે

ચાવડા સોલકી અને વાઘેલા—ગુજરાતથી આવ્યા છે. તેઓ ખેતી કરે છે અને બાપુકી જાગીરો સંભાળે છે

કણબી—તેની બે જાત છે. એક લેવા અને બીજા મુમના લેવા સ્વામિનારાયણનો પંથ પાળે છે અને મુમના અર્ધા હિંદુ અને અર્ધા મુસ્લિમ રીતરિવાજ પાળે છે તેઓ ખેતીવાડી કરે છે

માળી—બગીચા બનાવે છે, અને ફળફુલ વેચે છે તેમની મોટી સખ્યા ભૂજમા છે

કંસારા—મારવાડથી આવ્યા છે. તેઓ તાંબા, પિત્તળ અને કાસાના વાસણો બનાવે છે તેઓ સોનાચાદીનુ કામકાજ કરે છે. પ્રથમ રાજપુત હોવાનો તેઓનો દાવો છે

ગુર્જર સુતાર—ગુજરાતથી આવ્યા છે, સુતાર કામ ઉપરાંત તેઓ ઘડીયાળ સમા કરે છે અને સોનારૂપાનું નકશી કામ કરે છે.

ગુર્જર લુહાર—ગુજરાતથી આવ્યા છે તેઓ લુહાર કામ કરે

છે, અને ક્ષત્રિય હોવાનો દાવો કરે છે.

**મારવાડી સુતાર**—મારવાડથી આવ્યા છે. તેઓ સુતાર કામ કરે છે.

**દરજી**—સીવવાનું કામ કરે છે અને રાજપુત હોવાનો દાવો કરે છે.

**મિસ્ત્રી કુંભાર**—નવાનગરથી કચ્છ રાજ્યના આમંત્રણથી આવ્યા છે. તેમની બલસોડ, ભટ્ટી, ચૌહાણ, રાઠોડ, પઢિયાર, સોલંકી પરમાર અને ટાક એમ આઠ શાખાઓ છે. તેઓ ઘર બાંધવાનું કામ કરે છે. પરદેશમા તેમણે કચ્છી કંટ્રાકટરો તરીકે સારી નામના મેળવી છે.

**ચરખીયા કુંભાર**—માટીના વાસણ અને ઈટો બનાવે છે. ખેતી અને મજુરી પણ કરે છે.

**ભાવસાર**—ક્ષત્રિય કુળમાંથી ઉતરી આવ્યા છે. ખેતી અને સિવણકામ એમનો ધંધો છે.

**ધારુછા**—મુંડલા બનાવવાનો ધંધો કરે છે. મુંદ્રા, માંડવી, અને અંજાર સિવાય તેઓ કયાયે જોવામાં આવતા નથી.

**ચારણ**—જાડેજાઓ સાથે સિંધથી આવ્યા છે. તેઓ જાડેજાઓની વંશાવલી નોંધે છે, અને ખેતી પણ કરે છે.

**વાળંદ**—હજામત કરવાનો ધંધો કરે છે.

**ખવાસ**—રાજપુતોમાથી ઉતરી આવ્યા છે. રાજ્ય અને તેના ભાયાતોની નોકરી ઉપરાંત તેઓ ખેતી કરે છે.

**આહીર અને રબારી**—કચ્છના જુના વતની આહીર શ્રીકૃષ્ણ સાથે મથુરાથી દ્વારકાં આવેલ અને ત્યાંથી કચ્છમાં આવ્યા છે. તેઓ ખેતી કરે છે અને ઢોરો ઉછેરે છે. રબારી પણ કચ્છના ઘણા જુના વતની છે. તેઓ ઘણા પ્રાચીનકાળથી કચ્છમાં આવી વસ્યા છે. તેઓ ઘેટાં, બકરાં, અને ઉંટો ઉછેરે છે.

**ભરવાડ**—ઉત્તર હિંદુસ્તાનમાંથી કચ્છ આવ્યા છે. તેઓ પણ ઘેટાં, બકરાં, ઉછેરે છે.

**ખારવા**—તેરમી સદીમાં સિંધથી આવ્યા છે. તેમણે કચ્છના વહાણવટામાં ઘણા સુધારા કર્યા છે. તેઓ વહાણો ચલાવે છે.

**મોચી**—અઢીસો વર્ષથી ગુજરાતથી આવ્યા છે. તેઓ સ્વામિનારાયણનો પંથ પાળે છે. તેઓ જોડા સીવે છે. સોનારુપા પર નકશી ચીતરે છે, અને રેશમ તથા ઉન પર આર વતી ભરે છે. તેમનું નકશી કામ અને ભરતકામ છેક પશ્ચિમમાં યુરોપ અને અમેરીકા સુધી વખણાય છે.

**મેઘવાર**—કાપડ વણે છે, મરેલા ઢોરો ઉપાડે છે અને તેમનું ચામડું કેળવે છે.

**અતીત**—બે જાતના છે. મઠધારી અને ઘરબારી, મઠધારી પરણતા નથી, પણ ભીખ માગી ખાય છે. ઘરબારી પરણે છે અને નોકરી કે બીજો કોઇ ધંધો કરે છે.

**કાપડી**—આશાપુરા માતાની પૂજા કરે છે. તેઓ વિક્રમ સંવત્ પૂર્વે કચ્છમાં આવ્યા કહેવાય છે.

**કાનફટા**—ધરમનાથના ચેલા હોવાનો દાવો કરે છે. તેઓ ઘણે ભાગે ધિણોધરમાં રહે છે

**સૈયદ**—પહેલાં રાવશ્રી ખેંગારજી સાથે અમદાવાદથી આવ્યા છે. તેઓમ ના કેટલાકને તેમના બાપદાદાએ રાજ્યની બજાવેલી સેવા બદલ વર્ષાશન મળે છે અને બાકીના રાજ્યની નોકરી કરે છે.

**શેખ**—ખેતી કરે છે અને ઢોર વેચવા-સાટવાનો ધંધો કરે છે.

**પઠાણ**—પહેલા રાવશ્રી ખેંગારજી સાથે કચ્છમાં આવ્યા છે. તેઓ સિપાઇગિરી કે હવાલદારી કરે છે.

**ખોજા**—પીર સદરદીનથી ઇસ્લામમા આવ્યા છે. તેમના બે વિભાગ છે. એક ખાનાઈ અને બીજા મસીદીયા. બન્ને ખેતી અને વેપાર કરે છે.

**મેમણ ખત્રી**—સિંધથી કચ્છમા આવ્યા છે, એ પણ ખેતી અને વેપાર કરે છે. તેઓ કાપડ રંગવાનું અને વેચવાનું કામ કરે છે.

**કુંભાર**—સિંધથી આવ્યા છે. તેઓ માટીના વાસણો બનાવે છે.

**સંઘાર**—જાડેજાઓ સાથે સિંધથી આવ્યા છે. ઢોરો ઉછેરવા ઉપરાંત ખેતીવાડી અને નોકરી કરે છે.

**જત**—સમાઓ સાથે સિંધથી આવ્યા છે. ઢોરો ઉછેરવા ઉપરાંત ખેતીવાડી અને બગીચા બનાવે છે. કેટલાક રાજ્યમાં સિપાઇગીરી કરે છે.

**વોરા**—ત્રણસો વર્ષ પર ગુજરાત અને કાઠીયાવાડથી કચ્છમાં આવ્યા છે. તેઓ લાકડું, લોઢું અને બીજી પરચુરણ ચીજો વેચે છે.

**મિયાણા**—સિંધ, હાલાર અને કાઠીયાવાડથી આવ્યા છે. તેઓ વહાણો ચલાવે છે. તેમણે સારા અને કાબેલ નાવિકો તરીકે સારી નામના મેળવી છે.

**સુમરા**—અલાઉદ્દ'નના ત્રાસથી સિંધ છોડી કચ્છમાં નાશી આવ્યા છે, તેઓ રાજ્યમાં નોકરી કરે છે.

**નોડે**—નોતીયાર અને બાંધડ સિંધથી આવ્યા છે.

**પારસી**—મેકમર્ડો સાથે પ્રથમ અંજારમાં આવ્યા કહેવાય છે. તેઓ રાજ્યમાં નોકરી કરે છે અને દારૂનો ઇજારો લે છે.

**ખ્રિસ્તી**—ધર્મના પ્રચારાર્થે ખ્રિસ્તીઓ મોટા શહેરોમાં રહે છે.

કચ્છની વસ્તીના બે ભાગ છેઃ હિંદુ અને મુસલમાન, તેમાંથી પંદર ટકા ખેતી, દશ ટકા ઢોરોની ઉછેરણી, દશ ટકા કારીગિરી, બે ટકા મુત્સદ્દીગિરી, બે ટકા મજુરી, બે ટકા ભીખ તથા ભટાઈ અને એક ટકો રાજ્યની નોકરી કરે છે. બાકીના તેંતાળીસ ટકામાં વેપારીઓ તથા કામ ન કરી શકે એવી સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો છે.

ઈ. સ. ૧૮૨૧ માં કચ્છની વસ્તી ૫૧૦,૦૦૦ ની હતી.
ઇ. સ. ૧૮૨૩ માં " " ૫૦૦,૦૦૦ ની હતી.
ઇ. સ. ૧૮૭૫ માં " " ૪૮૪,૮૫૨'ની હતી.

ઇ. સ. ૧૮૫૨ માં કચ્છનાં ૮૫૧ નાનાં મોટાં ગામોમાં ૪૦૯૫૨૨ માણસની વસ્તી હતી. તેમાં પંદર વર્ષની અંદરના પરણેલા અને કુંવારા ૮૩૫૮૩, પંદર વર્ષની ઉપરના પરણેલા અને કુંવારા ૧૩૩૭૩૬ તથા બ્રહ્મચારી, સગપણ થયેલા, અને ન પરણેલા ૩૫૭૦૪ હતા એ ૪૦૯૫૨૨ ની વસ્તીમા નીચે પ્રમાણે હિંદુ અને મુસલમાનની વસ્તી હતી.

હિંદુ—જાડેજા રાજપુત ૮૫૯૮, વાઘેલા ૮૧૭, બીજા રાજપુત ૨૯૭૩૬, બ્રાહ્મણ, ભાટીયા, લુહાણા અને વાણીયા ૪૦૩૮૪, ખેડુ, દરજી, મોચી, સોની, કંસારા ઇત્યાદિ કારીગરોની સંખ્યા ૨૨૦૮૮૫ એ પ્રમાણે હિંદુની વસ્તી ૩૦૦૪૨૦ હતી.

**મુસલમાન**—મેમણ, ખોજા, વોરા ઇત્યાદિ ૭૪૫૮૧, કમાગર, રંગરેજ, હજામ, લંઘા, ગવૈયા ઇત્યાદિ ૨૭૬૭૧, હાલાપૌત્રા, રસુપૌત્રા, સમા ૩૯૬૫, ફકીર ૨૮૮૫ એ પ્રમાણે મુસલમાનની વસ્તી ૧૦૯૧૦૨ ની હતી.

ઈ.સ. ૧૮૭૨ માં કચ્છની વસ્તી ૪૮૭૩૦૫ ની હતી. તેમાં ૩૬૯૧૮૮ હિંદુ અને ૧૧૮૦૬૩ મુસલમાન હતા. બાકીના ૪૦ પારસી, ૫ સીખ, અને ૧૩ ખ્રિસ્તી હતા. એટલે કુલ ૪૮૭૩૦૫ની વસ્તીમાં ૭૫૦૭૬ ટકા હિંદુ ૨૪૦૨૨ ટકા મુસલમાન તથા ૦૦૨ પારસી ખ્રિસ્તી અને સીખ હતા.

ઇ. સ. ૧૮૭૨ ના વસ્તીપત્રક મુજબ કચ્છ દેશનું દરેક ગામ કે શહેર સરેરાસે ૭ ચોરસ માઇલમાં ગણાતું. દરેક ગામમાં સરેરાસ ૧૬૩ ઘરોની ગણત્રીએ કચ્છના ઘરોની કુલ સંખ્યા ૧૬૭૩૭૮ ની હતી અથવા એક ચોરસમાઇલમાં ૨૫૦૭૫ ઘરોની સંખ્યા ગણાતી.

કચ્છની કુલ વસ્તી ( ૪૮૭૩૦૫ )ના ૨૦૦૪૭ ટકા ( ૯૯૭૯૦ ) જેટલા માણસો ( કુલ ઘરોની સંખ્યા ૧૬૭૩૭૮ માંથી ) સારા ઇંટ અને પત્થરના બાંધેલા ૩૭૭૮૫ પાકા ઘરોમાં રહેતા, અને બાકીના

૭૯-૫૩ ટકા ( ૩૮૭૫૧૫ ) જેટલા માણસો છાણમાટીની ભીંતો અને પાદડા તથા ડાળીવાળા બાંધેલા ૧૨૮૫૯૩ ઝુંપડામાં રહેતા હતા.

## વસ્તીપત્રકઃ

| ઇ. સ. | પુરૂષ. | સ્ત્રી. | કુલવસ્તી. |
|---|---|---|---|
| ૧૮૮૧. | ૨૬૦૨૫૧. | ૨૫૧૮૩૩. | ૫૧૨૦૮૪. |
| ૧૮૯૧. | ૨૭૮૪૪૧. | ૨૭૯૯૭૪. | ૫૫૮૪૧૫ |
| ૧૯૦૧. | ૨૪૪૬૪૩. | ૨૪૩૩૭૯. | ૪૮૮૦૨૨. |
| ૧૯૧૧. | ૨૫૨૪૫૩. | ૨૬૦૯૭૬. | ૫૧૩૪૨૯. |
| ૧૯૨૧. | ૨૩૫૩૬૩. | ૨૪૯૧૮૪. | ૪૮૪૫૪૭. |

ઇ. સ. ૧૯૨૧ ના વસ્તી પત્રક મુજબ કચ્છમાં વસની જૂદી જૂદી પ્રજાની સંખ્યા નીચે પ્રમાણે છે—

| જાત. | પુરૂષ. | સ્ત્રી. | કુલસંખ્યા. |
|---|---|---|---|
| હિંદુ. | ૧૫૩૮૩૨ | ૧૫૭૫૯૯ | ૩૧૧૪૩૧ |
| મુસલમાન. | ૫૪૨૬૩ | ૫૬૨૬૨ | ૧૧૦૫૨૫ |
| જૈન. | ૨૬૬૩૬ | ૩૪૭૩૯ | ૬૧૩૭૫ |
| પારસી. | ૩૬ | ૩૨ | ૬૮ |
| ખ્રિસ્તી. | ૨૬ | ૧૧ | ૩૭ |
| પહાડીલોક. | ૫૧૩ | ૫૯૭ | ૧૧૧૦ |
| યાહુદી | ૧ | ૦ | ૧ |
| ૭ | ૨૩૫૩૦૭ | ૨૪૯૨૪૦ | ૪૮૪૫૪૭ |

કચ્છનું ક્ષેત્રફળ ૭૬૧૬ ચોરસ માઇલ છે. તેમાં ૮ શહેરો અને ૯૩૨ નાના મોટા ગામડાં છે. તેમાં ઘરની સંખ્યા ૧૧૭૬૩૨ ની છે. અને તેમાં ૪૮૪૫૪૭ માણસો વસે છે.

| | |
|---|---|
| પાંચસોથી ઓછી વસ્તીવાળા ગામોની સંખ્યા | ૬૭૮ |
| પાંચસો અને હજારની વચ્ચેના ગામોની સંખ્યા | ૧૪૪ |
| હજારથી વધારે અને બે હજારની અંદરની વસ્તીવાળા ગામોની સંખ્યા | ૮૨ |
| બેહજારથી વધારે અને પાંચહજારની „ વસ્તીવાળા „ „ | ૩૨ |
| પાંચહજારથી વધારે અને દશ હજારની „ વસ્તીવાળા „ „ | ૧ |
| દશહજારથી વધારે અને વીસ હજારની „ વસ્તીવાળા , „ | ૨ |
| વીસ હજારથી ઉપરાંતની વસ્તીવાળા ગામોની સંખ્યા | ૧ |
| | ૯૪૦ |

કચ્છના આઠ શહેરોની વસ્તી નીચે પ્રમાણે છે:

| શહેર | પુરૂષ | સ્ત્રી. | કુલ વસ્તી |
|---|---|---|---|
| માંડવી | ૧૦૫૯૨ | ૧૨૫૫૧ | ૨૩૧૪૩ |
| ભૂજ | ૯૩૦૮ | ૯૯૭૩ | ૧૯૨૮૧ |
| અંજાર | ૬૪૩૪ | ૭૦૭૬ | ૧૩૫૧૦ |
| મુંદ્રા | ૨૯૨૫ | ૩૨૦૬ | ૬૧૩૧ |
| નળીયા | ૨૦૩૪ | ૨૩૨૬ | ૪૩૬૦ |
| જખૌ | ૧૫૨૮ | ૧૮૩૧ | ૩૩૫૯ |
| ભચાઉ | ૧૭૩૯ | ૧૮૧૬ | ૩૫૫૫ |
| રાપર | ૧૫૯૦ | ૧૪૨૭ | ૩૦૧૭ |
| ૮ | ૩૬૧૫૦ | ૪૦૨૦૬ | ૭૬૩૫૬ |

ઉપરોક્ત આઠ શહેરોમાં જૂદી જાતની કોમો વસે છે —

| શહેરનું નામ. | હિંદુ | મુસલમાન | જૈન | પારસી | ખ્રિસ્તી | પહાડી | યહુદી | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ભચાઉ | ૨૧૩૯ | ૨૪૪ | ૧૧૭૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૫૫૫ |
| ભૂજ | ૧૦૯૫૬ | ૭૦૭૮ | ૧૧૫૭ | ૫૨ | ૨૦ | ૧૮ | ૦ | ૧૯૨૮૧ |
| અંજાર | ૯૫૧૩ | ૩૧૩૨ | ૮૫૭ | ૮ | ૦ | ૦ | ૦ | ૧૩૫૧૦ |
| જખૌ | ૧૩૫૮ | ૧૫૩૦ | ૪૩૨ | ૦ | ૦ | ૩૯ | ૦ | ૩૩૪૯ |
| માંડવી | ૧૧૦૭૨ | ૯૮૯૧ | ૨૦૨૯ | ૮ | ૧૬ | ૧૨૭ | ૦ | ૨૩૧૪૩ |
| મુંદ્રા | ૨૨૪૦ | ૩૬૦૪ | ૨૮૬ | ૦ | ૧ | ૦ | ૦ | ૬૧૩૧ |
| નળીયા | ૨૦૯૪ | ૧૪૦૪ | ૭૮૦ | ૦ | ૦ | ૮૨ | ૦ | ૪૩૬૦ |
| રાપર | ૨૧૧૪ | ૫૮૧ | ૩૨૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૩૦૧૭ |
| ૮ | ૪૧૪૮૬ | ૨૭૪૬૪ | ૭૦૩૪ | ૬૮ | ૩૭ | ૨૮૬ | ૧ | ૭૬૩૫૬ |

ઉપરોક્ત આઠ શહેરોની વસ્તી ७૬૩૫૬ માણસોની છે, અને બીજા નાનામોટાં ગામડાંમા ૯૩૨ ની વસ્તી ૪૦૮૧૯૧ માણસોની છે. તેમાં ૧૯૯૨૧૩ પુરૂષ છે, તથા ૨૦૮૯७૮૨ સ્ત્રીઓ છે.

**છેલ્લા વસ્તીપત્રક મુજબ કચ્છની કુલ વસ્તીમાં નીચેની સંખ્યા કેળવાયલી છેઃ—**

| | પુરૂષ. | સ્ત્રી. | કુલ. |
|---|---|---|---|
| ભણેલા | ૩૫७૮૧ | ૫૮७૯ | ૪૧૬૬૦ |
| અભણ | ૧૯૯૫૮૨ | ૨૪૩૩૦૫ | ૪૪૨૮૮७ |

ભણેલામાં અંગ્રેજી જાણવાવાળા ૧૬૨૮ છે. તેમાં ૧૬૦૩ પુરૂષ તથા ૨૫૨ સ્ત્રીઓ છે.

**કોમવાર ભણેલાની સંખ્યા નીચે મુજબ છે.—**

| | પુરૂષ. | સ્ત્રી. | કુલ સંખ્યા. |
|---|---|---|---|
| હિંદુ ભણેલા | ૨૦૬૩૦ | ૩૩૮૫ | ૨૪૦૧૫ |
| મુસલમાન ભણેલા | ૩૫૬૬ | ૩૩૮ | ૩૯૦૪ |
| જૈન ભણેલા | ७०७७ | ૧૦७૮ | ૮૧૫૫ |
| | ૩૧૨७૩ | ૪૮૦૧ | ૩૬०७૪ |

**ઉપરોક્ત સંખ્યામાં અંગ્રેજી ભણેલાની સંખ્યાઃ—**

| | પુરૂષ. | સ્ત્રી. | કુલ સંખ્યા |
|---|---|---|---|
| હિંદુ | ૧૧૫૧ | ૧૦ | ૧૧૬૧ |
| મુસલમાન | ૧૧७ | ૦ | ૧૧७ |
| જૈન | ૧૩૬ | ૧ | ૧૩७ |
| | ૧૪૦૪ | ૧૧ | ૧૪૧૫ |

# વેપાર અને ઉદ્યોગ

## વેપાર

જલમાર્ગ—કચ્છનો જળમાર્ગે ચાલતો વેપાર ક્યારથી શરૂ થયો, એ કહેવાને કશો ઐતિહાસિક આધાર નથી, છતાં ઘણા પ્રાચીન કાળથી હિંદુસ્તાન, એશિયા તથા આફ્રિકાના મુખ્ય બંદરો સાથે કચ્છનો વેપારી સંબંધ હોવા વિશે જરાયે શંકા નથી.

કચ્છની પ્રાચીન ભદ્રાવતી નગરીની જાહોજલાલી વિદેશ સાથેના જળવટી વેપાર પર અવલંબેલી હતી. છેક ચૌદમી સદીના આરંભકાળ લગી એની સમૃદ્ધિ કોઇપણ વિદેશી યાત્રાળુને ઇર્ષા ઉપજાવે એવી હતી. સંવત્ ૧૩૧૫ ની હિંદુસ્તાનની સાર્વત્રિક અનાવૃષ્ટિ પ્રસંગે ઉદાર ચરિત્રી જગડુશાએ હિંદના દરિયાકિનારાની આસપાસના શહેરો અને ગામડાઓના લોકોને અન્ન-વસ્ત્ર પૂરા પાડી આપવાની વાત જગપ્રસિદ્ધ છે. તે વખતે જગડુશાની હિંદના દરિયાકિનારાના લગભગ બધા શહેરોમાં મોટી વખારો હતી. કચ્છમાં જળમાર્ગે ચાલતા ધીકતા વેપારનો એ સબળ પુરાવો છે.

માડવીથી એક ગાઉને અંતરે રિયાણ અથવા રાયપુર બંદરની નિશાનીઓ હજુ કાયમ છે. ત્યાંથી વિક્રમાદિત્યના પિતા ગધેસિંગના સમયના સિક્કા મળી આવે છે. વિક્રમ સંવત્ પૂર્વે એ બંદરેથી ધમધોકાર વેપાર ચાલતો હોવાની દંતકથાઓ અદ્યાપિ પ્રચલિત છે.

રાયપુર કે માંડવી, મુંદ્રા, તુણા, રોહર, કોટેશ્વર, જખૌ, લખપત અને ભદ્રેશ્વર, એ કચ્છના આઠ બંદરોમાં માડવી અગ્રસ્થાન ભોગવતું, ભોગવે છે. તેના છેક સો સવાસો વર્ષ પહેલાનાં વેપાર તરફ દૃષ્ટિપાત કરતાં આશ્ચર્ય ઉપજ્યા વિના રહેતું નથી.

સો વર્ષ પહેલાં ચારસો કોટીયા, ત્રણસો બતેલા, ગાડ નાવડી, અને બીજાં ગંજા વહાણો ફક્ત માંડવીના વેપારીઓની માલીકીના હતા; તે ઉપરાંત બીજા બંદરોમાં પણ સંખ્યાબંધ નાનામોટા વહાણો

ત્યાના વેપારીઓના હતા, જે મુંબાઇ, મલબાર, સિંધ, મસ્કત, મકરાન, પરશિયનગલ્ફ, બાબનમાંડપ અને જંગબાર વિગેરે બંદરોએ આવજા કરતા

માંડવીથી ઉન, રૂ, હાથીદાંત, ગેંડાના ચામડા વગેરે માલ વહાણોમાં ભરી દર્વર્ષે મલબાર ચડાવવામા આવતો અને ત્યાથી લગભગ બે લાખ રૂપિયાનુ લાકડું, પચાસ લાખ શ્રીફળ, એકહજાર ખાંડી કાથો, એક હજાર ગુણી ટોપરા, બમો પચાસ લાખ સોપારી, એક હજાર જોટા મુડાના ચોખા તથા બીજી જૂદી જૂદી જાતના ચોખાની પચાસ હજાર ગુણી, તેમ જ કાપડ, સેલા, પટકા વગેરે માલ માંડવીબંદર દર સાલ લાવવામા આવતો.

માંડવીથી ચારસો ખાંડી સ્ટીલ અને લોખંડ, ચારસો કોઠી ગીન પતરા, એક હજાર ખાંડી સાકર, ચારસો ખાંડી સોપારી, બસો ખાંડી બીજી સોપારી, હજાર ગુણી ઝીરાસાર ચોખા, દશ લાખ શ્રીફળ, હજાર કોઠી કાથાગોટ, ચારસો પચાસ ખરવાલા ખજુર અને ખારેક, સાતસો ગજ બાંધકામનુ નાડું, ત્રણ હજાર કોઠી બાણુ, અણુતાલીમ ખરવાલા મસાલો, બમો મણ ચંદન, છસો પચાસ મણ લોબાન, અને એકસો મણ બજર, ચાર હજાર તાકા મલમારી કાપડ, તથા જથાબંધ મલમારી સેલા, પટકા, દુપટા, રૂમાલ ઇત્યાદિ માલ સિંધ મૂકવામા આવતો, અને ત્યાથી ખરવાલા ચોખા, પચીસસો પચાસ ખરવાલા બાજરી, પથરી, પાંચસો પચાસખરવાલા હળદર વગેરે માલ વહાણોમા માંડવી લાવવામા આવતો

માંડવીથી ગેંડાના ચામડા, હાથીદાંત, હાથીના ચામડાની ઢાલો, રેશમ, કાપડ, લોઢું, લવીંગ, એલચી, દાલચીની, કબાબચીની, લોબાન ઇત્યાદિ માલ બગદાદ, બસરા, મહામેરા, અને મસ્કત ચડાવવામા આવતા, અને ત્યાથીખજુર, ખારેક અને ઘઉંના વહાણોના વહાણો ભરાઇ માંડવી બંદર આવતા.

માંડવીથી માગ, મીનઝ, ફુલમના વાસડા, પેટીયા, હાનો, સૂડ, કાશ્મીરી, રંગીન કાપડની પચ હજાર ગામડીઓ અને ધાતુઓ વગેરે મકરાન ચડાવવામાં આવતા, અને ત્યાંથી ઘી, નમો મ્ગરી મરમ, રૂઈ, મગ ઇત્યાદિના પચાસ વહાણો ભરાઇને માંડવી બંદર દર વર્ષે આવતા

માંડવીથી મીઠ, અફીણ, નેડા, ચામડાના પીપે, તાગ ના ની પેટીઓ, ખીના, કચ્છમાં બનેતુ ગુજરાતી કાપડ ઇત્યાદિ માલના વહાણો જગબાર જતા અને ત્યાંથી ગુલામો, હાથીદાંત ગેંડાના ચામડા, નાળીયેર, જુવાર, સ્વાની ચોખા, મીઠું તેલ, લીંબુની છાલ, નવીંગ, મકાઇ, ચાળ ા ચામ ા વગેરે માલના વહાણો ભગ ા મા ડી બંદર આવતા

માંડવીથી પાંચ હજાર ગામડી રૂ, પાંચ હજાર ગામડી કાપડ, ચારસો ગામડી સુતર બે હજાર કરીયા બજર, બસો ગુણી નવસાર, ચારસો ગુણી કરગીટફ્ખાર, વીસ ગરવી પપડી, એક હજાર શીશીયા, ચારસો મણ ગાન્તે, દોઢસો પીપ તાડી, ચારસો ગાળ તન, દેશી સુતરમાંથી કચ્છમાં વણાયેલ કાપડ બનાવટી ચીનાઇ, કટારિયા વિગેરે જાતનું રેશમી કાપડ અને રૂ ા પનાની મીરખાની, ઝાનાવાડી અને મોરવી ગાર્ડ ઇત્યાદિ જાતનું કાપડ ગોખા ચડાવવામાં આવતું, અને ત્યાંથી એક હજાર મણ કિસમિસ દ્રાક્ષ બસો મણ લાલ દ્રાક્ષ, સાતસો મણ અંજીર, ખજુરના જર મન વાડીયા, પાનસો મડન મીઠી આમલી, ચારસો કોઠી મજીઠ, એક હજાર મણ એરીરો, હજાર મણ કોરી સાતસો ખડી સાજીખાર વગેરે માલના વહાણો ભરાઇ માંડવી આવતા

માંડવીથી બાબનમાપની આસુદ્રતુની મદારના કિનારે પાંચસો ગાસડી કાપડ ચડાવવામાં આવતું, અને ત્યાંથી એક હજાર મણ એરીઓ એક હજાર મણ ગુડ, ચારસો ગુણી હીરાબોળ, ચારસો પોગ કોરી, એક હજાર મણ ઘી લાવવામાં આવતું

•

માડવીનો વેપાર હિંદના પશ્ચિમ કિનારા સાથે બહોળો હતો. દમણથી લાકડું, સદ, પામરી અને ઉંચા ચોખા મોટી રકમના માડવી લાવવામા આવતા, અને કોચીનથી બે લાખ રૂપિયાનુ લાકડું, પચાસ લાખ શ્રીફલ, હજાર બોડા કાથો. હજાર ખડવ સુકાવેલા નાળીયેર, અઢી કરોડ સોપારી, ચાર હજાર જોડા ચોખા, પચાસ હજાર ગુણી જૂદી જૂદી જાતના ચોખા એક હજાર ખાંડી સીંગરી માડવી લાવવામા આવતી.

માડવી સિવાય કચ્છના બીજા બન્દરોને પણ દેશપરદેશ સાથે બહોળા પ્રમાણમા જળવટી વહીવટ હતો. ત્યાથી લાખોનો માલ વહાણોમા ભરાઇ આવતો અને પરદેશ પણ ચડતો. તે વખતે કચ્છના જળવટી વેપારીનું દુનિયામા આગળ પડતુ સ્થાન હતું.

**જમીનમાર્ગે વેપાર**—ઘણા પ્રાચીન કાળથી કચ્છનો જમીનમાર્ગનો વેપાર છેક કાશ્મીર સુધી પોઠ દ્વારાએ થતો. તેની સાક્ષી કાશ્મીરથી કચ્છ આવેલ પ્રખ્યાત પદ્મિણિ હોથલ અને સાતવના જીવનવૃતાત પૂરે છે

સદીઓ પહેલાં કચ્છમા જમીનમાર્ગનો વેપાર પણ બહોળા પ્રમાણમા ચાલતો ગાડા, ઉંટ, અને ગધેડાઓ પર ફટકડી, ખજુર, ખારેક, શ્રીફળ, મક્કઇ, ખડ, ગોળ, રેશમ, ભરતકામ, સોના-રૂપાનુ નકશીકામ, હાથીદાંત, રંગીન કાપડ ઇત્યાદિ મ લ સિંધ, ગુજરાત, મારવાડ, રાજપુતાના અને છેક કાશ્મીર સુધી કચ્છી વેપારીઓ લઇ જતા, અને ત્યાથી ખારો, ચોખા, બાજરી, પથ્થર, બજર, કસુમી, જીરૂ, સુકી કેરી, સોનેરી રૂપેરી જરી, રમેલ લુગડા અને ગરમ શાલો કચ્છમા લઇ આવતા.

જલ અને જમીનમાર્ગે સો-મવાસો વર્ષ ર ચાલતો કચ્છનો ધમધોકાર વેપાર આજે તો મરવા પડ્યો છે તેની સાથે કચ્છની આબાદાનીની પણ તેી જ સ્થિતિ છે. તે પ્રત્યેક કચ્છી વર્તમાન વેપારની સ્થિતિ પરથી જોઇ શકતો હશે.

## ઉદ્યોગ

કચ્છના બંદરોથી કચ્છી લોઢાની નિકાસ હજારો મણોના હિસાબે થતી. એ લોઢું ગાળવાના કચ્છમાં ઘણાં કારખાનાં હતાં. તેમાં ભચાઉ, લુડવા, દુધે, માતાના મઢ, વિગ્રોઇ, અને કોરાના કારખાનાં સૌથી વધારે પ્રખ્યાત હતાં. ત્યાં લોઢાને ગાળી જૂદી જૂદી જાતના હથિયાર પણ બનાવવામાં આવતા અને તે જથ્થાબંધ પરદેશ ચડાવવામાં આવતા. છેક વિક્રમની ચાલતી સદીના આરંભકાળમાં કચ્છમાં હજારેક મણ લોઢું બનતું હતું.

માડવી, મુંદ્રા, જખૌ અને તુણા બંદરમાં વહાણો બાંધવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો, જાત જાતના મચ્છવા, હોડકાં ઉપરાંત મહાસાગરમાં સફર કરી શકે એવા પડાવ, નાવડી. કોટીયા, બગલા, બનેલા એ વહાણો વેંચવા માટે કચ્છમાં બાંધવામા આવતા. યુરોપિયનો હિંદમા પહેલવહેલા વેપાર અર્થે આવ્યા, ત્યારે કચ્છી બનાવટના વહાણો ખરીદા કહેવાય છે, અને એક જર્મન પેઢીએ મોટા જથ્થામાં વહાણો કચ્છના માડવી બંદરે બનાવ્યાની વાતો ત્યાંના કારીગરોમાં અદ્યાપિ થાય છે.

આશાપરી ધૂપ અને મીઠું કચ્છમાંથી પુષ્કળ પ્રમાણમાં દૂર દેશાવરોમાં જતું. એ ધૂપમથી ચંદનને મળતી એક જાતની મીઠી સુગંધી નીકળતી હોવાથી, તેની માગ વધારે રહેતી. કચ્છી મીઠાનો વેપાર તો છેક ઝંગબાર અને આફ્રિકાના બીજા બંદરો સુધી ધમધોકાર ચાલતો, અને તેમાં કચ્છી વેપારીઓને મોટો નફો થતો, પણ હાલમા એ વેપાર લગભગ પડી ભગ્યો છે.

કચ્છમાં રેશમી અને સુતરાઉ કાપડ પુષ્કળ બનતું અને તેની છેક આફ્રિકામાં ઝંગબાર સુધી સેંકડો ગાંસડીઓ ચડાવવામાં આવતી.

કચ્છનું ભરતકામ તો સારા યે હિંદમાં પ્રખ્યાતિ પામ્યું હતું. રાજા મહારાજાઓમાં તે વિશેષે કરીને વપરાતું અને વખણાતું. તેના

નમુના આજ પણ કલકત્તા અને મુંબઈના સગ્રહસ્થાનો શોભાવે છે અને કચ્છી કારીગરીના દર્શન કરાવે છે

કચ્છની ફટકડી દુનિયાના બીજા કોઇપણ દેશની ફટકડીને આંટી જાય તેવી હતી માતાના મઢમા એ બનતી સવત ૧૯૩૩ મા મુંબઇ સરકારે એની પરીક્ષા કરાવી હતી તેમા અંગ્રેજી અને ચીનાઇ ફટકડી કરતા યે ઘણી સારી માલમ પડી હતી છેક ચાલીસ વર્ષ પહેલા કચ્છમા દશ હજાર મણ ફટકડી બનતી પણ પાછળથી વેપારની હરિફાઇમા ન ટકી શકવાથી એ ઉદ્યોગ માંદ પડી ભાગ્યો છે

સોના રૂપા પરની મીનામય નકશી કારીગિરીએ કચ્છને જગ મશહુર કર્યો છે, આજે પણ એ આથમતી કારીગિરી યુરોપ અને અમેરિકામા વખણાય છે

ખેતીની પેદાશમા કચ્છનુ કપાસ તથા રૂના ઉત્તમ નમુના, દેશી વણાટમા હાથસાળ પર વણેલા સુતરાઉ તથા રેશમી કાપડના જૂદી જૂદી જાતના અને રંગના સારા નમુના સોના-રૂપાપર નકશી કારીગિરીના કેટલા યે ઉંચી કોટીના કલામય નમુના, શિલ્પકળાના નમુના કચ્છી બાંધણીના વહાણના નમુના, તથા તાંબા પિત્તળની બનાવટની કેટલી યે નમુનેદાર વસ્તુઓના નમુના કચ્છ વતી, ઇંગ્લાંડમા ઇ. સ. ૧૯૨૫મા ભરાએલ વેમ્બલીના શાહી પ્રદર્શનમા મૂકવામા આવ્યા હતા, જે ભારે પ્રસંશા પામ્યા હતા

હાલમા કચ્છના ઘણાખરા ઉદ્યોગો વળી જ કંગાલ સ્થિતિએ પહોંચ્યા છે, બલ્કે મરણ શરણ થતા આવ્યા છે એ કચ્છના ઓછા દુર્ભાગ્ય નથી

જગબારમાં કચ્છીઓ—ઘણા પ્રાચીન કાળથી ઇરાની અખાત અને અરબી સમુદ્ર પરના મુખ્ય બંદરો અને નગરો સાથે કચ્છનો વેપારી સબંધ બંધાયો કહેવાય છે તેમા ખાસ કરી મસ્કત બંદર કચ્છી વેપારીઓનુ કેન્દ્રસ્થાન હતુ ત્યા કચ્છી વેપારીઓની કેટલી યે ધીકતી પેઢીઓ હતી આજ પણ તેમાથી થોડી ત્યા અસ્તિત્વ ધરાવે છે

દેશ અને પરદેશના ઇતિહાસથી પ્રતીત થાય છે, કે આજથી લગભગ ત્રણસો વરસ પર કચ્છી વેપારીઓનો મસ્કત બંદરથી આફ્રિકા ખંડ સાથે પરબારો સીધો વેપારી સંબંધ જોડાયો છે. આસરે ત્રણસો વર્ષ પહેલાં જંગબારના બંદર પર પોર્ટુગીઝ રાજ્યપતાકા ફરકતી, અને ચારે દિશાએ રાજ્યની આણ વર્તતી તે પર મસ્કતના આરબ અમીરની દ્રષ્ટિ પડી. તેણે ત્યાં મોટું લશ્કર મોકલી, પોર્ટુગીઝોના હાથમાંથી તે પ્રદેશ છીની લીધો, અને ત્યાં પોતાનો વાવટો ફરકાવ્યો.

છીનેન જંગબારનું રાજ્યતંત્ર સંભાળવા મસ્કતના અમીરે પોતાના શાહજાદાને સુલતાનની પદવી સાથે ત્યાં મૂક્યો. સેંકડો વર્ષ થયાં મસ્કતમાં વેપાર કરતા કચ્છી વેપારીઓ પર અમીરનો અસાધારણ પ્રેમ અને વિશ્વાસ હતો, તેથી તેમાંના થોડાને જંગબારનો વેપાર મસ્કત અને માંડવી સાથે ખેડવા અને ખીલવવા તેણે સુલતાન સાથે મોકલ્યા, તેમને સાથે લઇ શાહજાદો જંગબાર ગયો.

જંગબારની રાજ્યલગામ હાથમાં લઇ સુલતાને કચ્છી વેપારીઓમાંથી એક ભાટિયા વેપારીને પોતાનો વજીર-દિવાન બનાવ્યો, અને રાજ્યસત્તા તેને સોંપી.

સુલતાનની કચ્છી વેપારીઓ પ્રત્યેની ભલી લાગણીને લઇ અને જંગબારના કચ્છી દિવાનની પોતાના દેશી ભાઇઓ પ્રત્યેની કાળજીથી દિવસાનુદિવસ વેપારની વૃદ્ધિ થવા લાગી, અને એથી બીજા કચ્છીઓ કચ્છથી અને મુન્દ્રાદિ બંદરોથી આવવા લાગ્યા.

આ વખતે કચ્છ માંડવી બંદરનો ગુજરાત, કાઠીયાવાડ, મલબાર, મદ્રાસ, બંગાળ અને બ્રહ્મદેશ તથા અરબસ્તાન, ચીન અને ઇરાનાદિના આગળના બંદરો સાથે વહાણો પ્રમાણમાં જબરો વેપાર ચાલતો, તેમાં જંગબારના વેપારે અગ્રસ્થાન લીધું.

કાળના વહેવા સાથે આફ્રિકાના પૂર્વ વિભાગ પર સુલતાને પોતાનો વાવટો ફરકાવ્યો અને રાજકીય સત્તા વધારી, એટલે કચ્છી-

ઓનુ વેપારી ક્ષેત્ર પણ વધ્યુ ઈસ્વીના અઢારમા સૈકાની શરૂઆતમા આફ્રિકાના પૂર્વ પશ્ચિમ બન્દરેથી કચ્છી વેપારીઓ વહાણોના વહાણ માલથી ભરી દેશપરદેશ હંકારતા અને ત્યાથી જોઈતો માલ મગાવતા દિવસ ઉગે માણસો અને માલથી ભરાયેલા કચ્છી વહાણો જંગબાર બન્દરે લાંગરતા અને ફરી ત્યાથી માલ ભરી કચ્છના માંડવી બં હંકારી જતા

ઠેકઠેકાણે કચ્છી વેપારીઓએ પોતાની પેઢીઓ ખોલી તેમ શેઠ જયરામ શિવજી, શેઠ રામજી શિવજી શા સૌભાગ્યચંદ દેવશી શેઠ ખેંગાર ગોવિંદજી શેઠ થાર્યા ટોપણ, શેઠ શિવજી નાથુ વગે કચ્છી વેપારી પેઢીઓ સૌથી બહોળો વેપાર કરતી અને તેમ આશ્રયે કેટલાયે કચ્છીઓ વેપાર કરતા

કચ્છીઓના હાથમા જંગબારનો વેપાર એકવટાઈ ગયો સર્વ કચ્છીઓ ફરી વસ્યા રાજ્યના દિવાનપદ પર કચ્છી વેપારી ગુ રાને રાજ્યની તિજોરીનો ખજાનચી કચ્છી નીમાતો અને રાજ્યની કસ્ટ ડયુટીનો ઈજારો કચ્છી વેપારીને જ અપાતો આ રીતે ઈ સ ના ઓગણીસમી સદીના મધ્યભાગ લગી કચ્છી વેપારીઓની જાહોજલાલીનો સુવર્ણ સૂર્ય સોળે કળાએ પ્રકાશી રહ્યો હતો

જંગબારમા વેપાર કરતી કચ્છી પેઢીઓમા શેઠ જયરામ શિવજીની પેઢી અગ્રસ્થાને હતી સૌથી મોટો વેપાર ત્યા જ થતે સુલતાનની શેઠ જયરામ શિવજી પર અનન્ય પ્રીતિ હતી ઈ સ ૧૮૦૪-૧૮૫૬ લગી સુલતાન સૈયદ જંગબારની ગાદી પર રા કર્યું તેના સમયમા શેઠ જયરામ શિવજીની પેઢીએ રાજ્યની કસ્ટ ડયુટીનો ઈજારો[1] રાખ્યો હતો, તેમા લાખો રૂપિયાની કમાઈ થ હતી આ પેઢીનો મુનીમ મુન્દ્રાવાળો શેઠ લવા રામજી હતો[2] સુલતાનને કારભારી પણ હતો તેના સ્વર્ગવાસને દિવસે આખા જંગબારમાં શોક પ્રદર્શિત કરવા કચ્છી, જર્મન અંગ્રેજ ફ્રેંચ, પોર્ટુગીઝ આદિ વેપારીઓ

---

૧ ઝાંઝીબારનો ઈતિહાસ ૨ ઓઝેટ્ન "ટાપુ-દીપ"

ઓએ હડતાલ પાડી હતી. શેઠ લધા ડામજીના સ્વર્ગવાસ પછી મુનીમપદ પર અને રાજ્યના દિવાનપદ પર અબડાસાવાળા શેઠ કોરજી માધવજી આવ્યો હતો.

કચ્છી વેપારીઓને દરેક પ્રકારની રહેવા કરવાની, બાગબગીચા બનાવવાની, દેવમંદિરો બંધાવવાની તથા વેપારવણજ સંબંધી દરેક સગવડ સુલતાને કરી આપી હતી, તેથી તથા અંદરઅંદરના સંપ અને પ્રેમથી કચ્છી વેપારીઓ અંગ્રેજ, જર્મન, ફ્રેંચ, અને પોર્ટુગીઝ આદિ વેપારીઓની હરિફાઈમાં ઠીક ફાવતા હતા. છેક ઓગણીસમી સદીની ત્રીજી પચીસીની શરૂઆત સુધીમાં બધો વેપાર[3] કચ્છીઓના જ હાથમાં હતો. તેમાં કચ્છીઓએ અઢળક ધન એકઠું કર્યું હતું, એટલું જ નહિ, પણ તેઓએ કચ્છ દેશને જગમશહુર કર્યો હતો.

સુલતાન બગમર પછી સુલતાન સૈયદ બીનસૈયદ આવ્યો. તેના પછી નબળા સુલતાન આવ્યા, એટલે આફ્રિકામાં પરિવર્તનો થયાં. વેપાર અર્થે આફ્રિકામાં આવેલા અંગ્રેજ, જર્મન, ફ્રેંચ અને પોર્ટુગીઝ વેપારીઓએ અરબ સુલતાનને દબાવી, આફ્રિકાના ભાગલા પાડી, પોતપોતામાં વહેંચી લીધા અને સુલતાનને નામનો બનાવી બધી સત્તા અને વેપાર પોતાને હાથ રાખ્યા.

આફ્રિકાના ભાગલા પડ્યા સુધી જંગબારમાં ગુલામો ખરીદવાનો અને પરદેશ ચડાવવાનો ધમધોકાર વેપાર ચાલતો, તે વેપારમાં કચ્છીઓનો પણ હાથ હતો. તેઓ વહાણો ભરી માંડવી કે બીજે બંદરે વેચવા મૂકતા જ્યારે અંગ્રેજોના હાથમાં આ પ્રદેશનો કબજો આવ્યો, ત્યારે આ લોહીનો વેપાર અટકાવવા પશ્ચિમની દુનિયામાં ચળવળ ઉભી થઈ અને સર બાર્ટલ ફ્રીયરના પ્રમુખપણા હેઠળ બ્રીટીશ સરકાર તરફથી એક કમીશન ત્યાંનો ગુલામી વેપાર અટકાવવા આફ્રિકા મોકલવામાં આવ્યું જંગબારમાં કચ્છી વેપારીઓની મોટી સંખ્યાને તે વેપાર કરતા વાળવાથી અટકાવવાને સમજાવવા

3 ઝાંઝીબારનો ઇતિહાસ.

હિંદી સરકારના આગ્રહથી કચ્છાધિપતિ મહારાવશ્રી પ્રાગમલજી બહાદુરે પોતાના દિવાન કાઝી શાહબુદ્દીનને તે કમીશનના એક સભ્ય તરીકે મક્યા હતા.

શરૂઆતમા સુલતાને તે નફા ભરેલો વેપાર બંધ કરવા ચોકખી ના પાડી, એટલે કમીશનના પ્રયાસ નિષ્ફળ નીવડયા અને કાઝીસાહેબના સબળ પ્રયત્નથી કચ્છી વેપારીઓએ મહારાવશ્રીના ફરમાનને માન આપીને લોહીનો વેપાર બંધ કરવા પ્રતિજ્ઞા લીધી પોતાના માલીકના નામનો સંદેશો મળતાં કચ્છી વેપારીઓએ પોતા પાસે ખરીદેલ ગુલામોને છોડી મૂક્યા શેઠ જયરામ શિવજીની પેઢીએ એક વખતે ૭૦૦૦ ગુલામોને આઝાદ કર્યા

દિવસાનુદિવસ આફ્રિકામા યુરોપિયનોની સત્તા વધતી ગઈ અંગ્રેજ કોન્સલોએ સુલતાનોના હાથમાંથી રાજ્ય સત્તા લઈ લીધી એટલે હિંદી વેપારીઓના હાથમાથી વેપારની લગામ સરી ગઇ અને અંગ્રેજો આફ્રિકાના ધણી થઇ બેઠા

૨૫૦–૩૦૦ વર્ષ પહેલા કચ્છી વેપારીઓના હાથથી ફળદ્રુપ થયેલ અને વેપારઅર્થે માનવજાતી માટે ખુલ્લા મૂકાયેલ આફ્રિકામા હિંદીવેપારીઓ સામે આજે તો અનેક પ્રતિબંધો અને અંકુશો મૂકાઇ રહ્યા છે

# સામ્રાજ્યોની કચ્છ પર સર્વોપરિ સત્તા

### ઇ. સ. પૂર્વે ૩૨૬ થી આજ લગી

**ઇ. સ. પૂર્વે ૪૦૦ માં મગધ અને નંદવંશ**—માલવા-સ્થલિ પછી સિકન્દરના આગમન લગી કચ્છ દેશનો ઇતિહાસ જાણવાની સાહિત્ય સામગ્રી નથી, પણ ઘણા પ્રાચીન કાળથી કચ્છને બીજા દેશો અને બીજી પ્રજાઓ જોડે રાજકીય, ધાર્મિક અને સામાજિક સંબંધ રહેતો હોવાથી, પર દેશો અને પર પ્રજાઓના ઐતિહાસિક ગ્રંથોમાં કચ્છ સંબંધી કેટલીક જાણવાજોગ બાબતો મળી આવે છે.

ગૌતમબુદ્ધ અને મહાવીરના સમયમા દેશ પર સર્વોપરિ સત્તા મગધની હતી. આ વંશના છેલ્લા રાજા અજાત શત્રુ પછી નંદવંશના હાથમાં તે આવી. તેઓ પૂર્વ તરફ રાજ્ય વિસ્તારતા ગયા, તેમ તેમ પંજાબ અને સરહદ પ્રત્યે દુર્લક્ષતા વધતી ગઈ, એટલે પારસ દેશના પરાક્રમી રાજા દારાને ભારતવર્ષમાં પગપેસારો કરવાની ઇચ્છા થઇ. તેથી તેણે 'શિલાક્ષ' નામના દરિયા સારંગને સિંધુ-નદીની બધી હકીકત ખાનગી રીતે લઇ આવવા મૂક્યો. તેણે ત્રીસ મહીનાની અંદર સિંધુ નદીની યાત્રા કરી, પૌરસદેશ-પારસદેશ જઇ, સર્વ હકીકત રાજાને વિદિત કરી, એટલે નંદમહારાજ્યની સત્તાની બેદરકારીનો લાભ લઇ, દારાએ નદી સુધીનો મુલક પોતાના રાજ્ય સાથે જોડી દીધો, અને દરવર્ષે સોનાનો ભારે કર લેવા લાગ્યો. ગ્રીક પ્રજા અને પારસિક લોકો સિંધુ નદી સુધીના મુલકને 'ઇંડિયા' અથવા 'હિંદુદેશ' કહેતા, પણ મધ્ય હિંદમાં તેમણે પગ મેલ્યો નહિ.

**ઇ. સ. પૂર્વે ૩૨૫ માં સિકન્દરની સવારી**—બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી લગભગ ૧૫૦ વર્ષે-ઇ. સ. પૂર્વે ૩૨૫ માં પારસ રાજ્યની નબળાઇનો લાભ લઈ, મકદુનિયાનો મહત્વાકાંક્ષી મહાન સિકન્દર રાજ્યતૃષ્ણાથી પ્રેરાઇ, હિંદુસ્તાન પર ચડી આવ્યો, તે

પંજાબનો કેટલોક ભાગ જીતી, સિંધુ નદી સુધી આવી, આગળ વધવાની હિંમત ન ચાલતાં પાછો વળ્યો.

**ઇ. સ. પૂર્વે ૩૧૬ માં મૌર્ય મહારાજની સત્તા હેઠળ "કચ્છ."** ચંદ્રગુપ્તના સાહસ અને ચાણક્યની કુટિલ નીતિથી નંદ વંશનો નાશ થયો. એટલે ચંદ્રગુપ્તે મૌર્ય મહારાજ્યની સ્થાપના કરી, પાટલીપુત્રને રાજધાની બનાવી. તેની સર્વોપરિ સત્તા કચ્છ અને સૌરાષ્ટ્રે સ્વીકારી હતી.

સિકન્દરના મૃત્યુ પછી સરદારોએ તેના મહારાજ્યને પોતામાં વહેંચી લીધું. સેલ્યુકસ નાઇકેટરને બાકટ્રીયા અને હિંદ મળ્યા. તેણે મૌર્યવંશના પહેલા રાજા ચંદ્રગુપ્તને પોતાની કન્યા પરણાવી, સ્નેહસબંધ બાંધ્યો હતો. તેથી ચંદ્રગુપ્તે પોતાની રાજધાનીમાં મેગેસ્થેનસ નામના એક ગ્રીક એલચીને રાખ્યો હતો.

સેલ્યુકસ નાઇકેટરના પૌત્ર એન્ટીઓક્ષને મૌર્યવંશના ત્રીજા રાજા સાથે મૈત્રીસંબંધ હોવાથી સૌરાષ્ટ્ર પર રાજકારભાર ચલાવવા તેણે ગ્રીક અધિકારી નીમ્યો હતો, ત્યારે કચ્છની સૌરાષ્ટ્રમા ગણના થતી હતી.

**ઈ. સ. પૂર્વે ૧૯૬ માં શુંગવંશની સત્તા હેઠળ કચ્છ—** ઈ. સ. પૂર્વે ૧૭૬માં મૌર્યવંશનો છેલ્લો રાજા અશક્ત નિવડયો. તેથી પુષ્પમિત્રશુંગ નામના સેનાપતિઓને પદભ્રષ્ટ કરી, પોતે હિંદનો ચક્રવર્તિ રાજા બન્યો, ત્યારે કચ્છે તેની સર્વોપરિ સત્તા સ્વીકારી હતી.

**ઇ. સ. પૂર્વે ૧૪૦ માં ગ્રીક રાજ્યસત્તા હેઠળ 'કચ્છ' લાટદેશ—**ગ્રીક રાજા મિનેન્ડર[1] અફગાનીસ્તાન અને પંજાબ પર રાજ્ય કરતો હતો. તેની રાજધાની શીયાલકોટમાં હતી. અયોધ્યા, મથુરા, રાજપુતાના, કાઠીયાવાડ, સિંધ અને કચ્છપર્યંત ધસી આવી,

[1] જનરલ કનીંગહામ, પ્રોફેસર વિલ્સન, મેજર જેમ્સ પ્રીન્સેપ ઇત્યાદિ અર્વાચીન ઇતિહાસ-વેત્તાઓએ પ્રયત્નો કરી, હિંદના પ્રાચીન ઇતિહાસને પ્રસિદ્ધિમાં લાવ્યા છે. તેમના ગ્રંથોથી આ વાતને અનુમોદન મળે છે.

તેણે રાજ્યસત્તા વિસ્તારી હતી[1] તેની સર્વોપરિતામાં કચ્છ 'લાટદેશ[2]'ના નામથી ઓળખાતો હતો.

**ઈ. સ. પૂર્વે શક સામ્રાજ્યની સર્વોપરિતામાં કચ્છ અનુપદેશ**—હિમાલયની વાયવ્ય કોણમાંથી કનિષ્કની સરદારી હેઠળ શિથિઅન્સ અથવા શક લોકોનાં ટોળેટોળાં હિંદુસ્થાનમાં ઉતરી આવ્યા, તેમણે ગ્રીકોને હરાવી હાંકી કાઢ્યા, અને શક સામ્રાજ્યની સ્થાપના કરી અને કાશ્મીરને રાજ્યધાની બનાવી. એ મહારાજ્યમાં કચ્છભૂમિ 'અનુપદેશ[3]'ના નામથી પ્રસિદ્ધ પામી હતી.

**ઈ. સ. પૂર્વે ૫૬ માં વિક્રમાદિત્યની સત્તામાં 'કચ્છ'**—શિથિઅન્સ અથવા શક લોકોને હરાવી વિક્રમાદિત્યે સિંધ સૌરાષ્ટ્ર અને કચ્છ તેમની પાસેથી ખૂંચવી લીધા, અને ત્યાં પોતાનો રાજ્ય-અમલ સ્થાપ્યો.

**ઈ. સ. ૧૪૦ થી ૩૮૦ સુધી શાહવંશની સત્તા હેઠળ "કચ્છ"**—શાહવંશના રાજાઓ સૌરાષ્ટ્ર પર રાજ્ય કરતા, ત્યારે કચ્છ પણ તેમણે કબજે કરી પોતાની સત્તા હેઠળ આણ્યું હતું.

---

૧. પૂર્વરંગ અને સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ.

૨. રાસમાળા પાના ૯ માં રા. રણછોડભાઇ ઉદયરામની નોંધમાં લખેલું છે, કે "કચ્છના નામ પ્રાચીન ગ્રંથોમાંથી અનુપદેશ, જતદેશ, ભોજકટ, ઉગ્રદેશ, સાગરદ્વીપ જોવામાં આવે છે. વાગડનું નામ 'વચ્છ-દેશ મળે છે.

૩ સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ પાના ૩૨ માં છે કે આ અનુપદેશ કચ્છનું નામ હશે, એવું ડૉ. ભાઉ અનુમાન કરે છે.

વધારે પુષ્ટિ એથી મળે છે કે શક રાજાઓમાંના જયદામા અને 'રુદ્રદામા ઇત્યાદિ સિક્કા કચ્છમાંથી મળી આવ્યા હતા. એક ઉપરાંત શિલાલેખો પણ કચ્છમાંથી મળી આવ્યા છે. જેમાંનું એક ભૂજના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યું છે.

Cambridge History of India.

**ઈ. સ. ૪૦૦ થી ૪૮૦ સુધી ગુપ્તવંશની સત્તા નીચે કચ્છ**—ઈ. સ. ની પાંચમી સદીના આરંભ સાથે ગંગા અને યમુના નદીના કિનારા પર ગુપ્ત મહારાજ્યનો ઉદય થયો. તેનો પહેલો રાજા ચંદ્રગુપ્ત હતો. તેના પુત્ર સમુદ્રગુપ્તે શક લોકોને હરાવી માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપર ત્યાં ગુપ્તવંશની રાજ્યસત્તા સ્થાપી.

**ઈ. સ. ૪૮૦ થી વલભીવંશની સત્તામાં કચ્છ**—ઈ. સ. ૪૮૦ પછી સ્કંધગુપ્ત રાજાના ભટાર્ક નામના સેનાપતિએ વલભીપુરમાં રાજ્યગાદી સ્થાપી ગુજરાતમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. તેના પૌત્ર ગુપ્તવંશની સત્તા તોડી પાડી, કચ્છ અને સૌરાષ્ટ્રને પણ વલભીવંશની સત્તા હેઠળ આણ્યા.[1]

કચ્છ સાતીમાર[2] નગરના નામથી ઓળખાતું હતું, પણ તે નામ આગળ ચાલ્યું નથી.

સિકંદરની સ્વારી અને હુએનસાંગના પ્રવાસ સુધી નંદ, મૌર્ય, શુંગ, ગ્રીક, વિક્રમ, શાહ, ગુપ્ત અને વલભીવંશના મહારાજાઓની કચ્છ પર સર્વોપરિસત્તા અનુક્રમે હતી. એ એક હજાર વર્ષ દરમ્યાન કચ્છમાં ક્યા ક્યા રાજાઓ રાજ્ય કરતા હતા તે સંબંધી કશી ઐતિહાસિક માહિતી ક્યાંથી યે મળતી નથી.

**ચાવડાઓની રાજ્યસત્તામાં કચ્છ**—વલભીની મહારાજ્યના નાશમાંથી ચાવડા અને સોલંકી રાજ્યોનો જન્મ થયો. જયશિખરી ચાવડાએ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ પર પોતાની સત્તા જમાવી, કચ્છના રાજને કંઠિ પંચાસરમાં ગાદી સ્થાપી, અને ભુવડ સોલંકીએ કલ્યાણીને રાજ્યધાની બનાવી, મહારાષ્ટ્ર પર પોતાની આણ વર્તાવી.

---

1 ડૉક્ટર હરરકૂલ હિરના સંશોધનો ટૂંકો ઇતિહાસ નામક પ્રમાણભૂત ઇતિહાસ પાના ૯૦ મા લખ્યું છે કે ઈ. સ. ૪૮૦ થી ઈ. સ. ૭૭૨ સુધી અને ત્યાર પછી પણ વલભી વંશને હાથ કચ્છ, મળવા, અને મુંબઈ ઇલાકાની વાયવ્યે આવેલા પ્રાંતો હતા.

2 મીરાતે અહેમદી

**સોલંકીઓની કચ્છપર સર્વોપરિસત્તા**—ઈ સ. ૬૮૬ મા ચાવડા રાજ્યનો વિસ્તાર વધતો જોઇ ભુવડ સોલંકીએ પચાસ૫ર સ્વારી કરી, જયશિખરીને હરાવી ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છપર પોતાની સર્વોપરિસત્તા સ્થાપી તેની સર્વોપરિસત્તા હેઠળ તે વખતે કચ્છમા ચાર મોટા રાજ્યો હતા દક્ષિણે કાઠી, પૂર્વે વાઘેલા મધ્યે સોનખી, અને પશ્ચિમે ચાવડા રાજ્ય કરતા હતા

**ઈ. સ. ૮૨૦ થી ૧૦૦૯ સુધી સ્વતંત્ર 'કચ્છ'**-ઈ સ ના નવમા સૈકામા કચ્છના રાજ્યકર્તા વાઘેલા, સોલંખી અને ચાવડાઓનો પરાજય કરી સિંધના મોડ અને મનાઇએ સમા રાજ્ય સ્થાપ્યુ તે જામ લાખાફૂલાણી પછી પૂઅરા સુધી રહ્યુ તે દરમ્યાન કચ્છ સ્વતત્ર હતુ

**ઈ સ. ૧૦૦૯ થી ૧૧૪૭ લગી ચાવડા અને સોલંકી સત્તામાં કચ્છ**—ગુજરાતના ચાવડા સરદાર અહિવનરાજે પૂઅરાને મારી, તેનુ રાજ્ય કબજે કરી, કચ્છમા રાજ્ય સ્થાપ્યુ તેના વંશજોએ ઇ સ. ૧૧૪૭ લગી કચ્છપર રાજ્ય કર્યું તે દરમ્યાન ઇ સ ૧૦૦૯ મા ચાવડાઓએ મૂળરાજ સોલંખીના વંશજોને ખડણી આપી ગુજરાતનુ આધિપત્ય સ્વીકાર્યું હતુ

**ઈ. સ. ૧૧૪૭ થી ૧૫૧૦ સુધી સ્વતત્ર 'કચ્છ'**—ત્યાર પછી સિંધથી સમાઓની એક ટોળી કચ્છમા ઉતરી આવી તેઓએ ચાવડાઓનો પરાજય કરી ગુજરાતની સર્વોપરિસત્તા તોડી નાખી, ફરીથી કચ્છમા ઇ સ ૧૧૪૭ મા રાજ્ય સ્થાપ્યુ તેનો મૂળ પુરૂષ લાખો જાડેજો હતો.

**ઈ. સ. ૧૫૧૦ થી ૧૫૮૩ લગી ગુજરાતની બાદશાહીમાં 'કચ્છ'**—કચ્છનુ રાજ્ય પાછુ મેળવવા અર્થે રાવશ્રી ખેંગારજી પહેલાને લશ્કરી સહાય આપવા બદલ ગુર્જરપતિ મહમ્મદબેગડાની બાદશાહીમા કચ્છ ગણાતુ, તે છેલ્લા સુલતાન મુઝફ્ફર સુધી રહ્યુ

**ઇ. સ. ૧૫૮૩–૧૭૩૦ સુધી મોગલ સલ્તનતમાં 'કચ્છ'**—ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફર પાસેથી તેનો દેશ જીતી મોગલ

સામ્રાજ્ય સાથે જોડી દેવામા આવ્યો, ત્યારે કચ્છાધિપતિ રાવશ્રી ભારમલજીએ સ્વતંત્ર થવા પ્રયત્નો કર્યા, પણ એ વખત પરાજય પામી, બાદશાહને જરૂર પડે પાચ હજાર ઘોડેસ્વારની સહાય આપવાની શરતે તેમણે સંધી કરી, મોગલ સામ્રાજ્યની સર્વોપરિ સત્તા સ્વીકારી, તે વખતે કચ્છ દેશની સિંધ સાથે ગણના થતી.

ઇ સ ૧૬૧૭ મા મોગલ સમ્રાટ જહાગીરશાહે મુસલમાન યાત્રાળુઓને કચ્છના બંદરોએથી વહાણોદ્વારા રાજ્યને ખર્ચે મક્કે પહોચાડવાની શરતે કચ્છની ખડણી માફ કરી આપી હતી

ઇ. સ ૧૭૩૦ મા મોગલ સલ્તનતના ગુજરાતના સુબા શેરબુલંદખાએ પચાસ હજારના સૈન્ય સાથે કચ્છપર ચડાઈ કરી. આ લડાઇમા સુબો પરાજય પામી, અમદાવાદ પાછો ફર્યો ત્યારે કચ્છ મોગલ સામ્રાજ્યની સર્વોપરિસત્તા હેઠળથી નીકળી સ્વતત્ર બન્યુ આ વખતે મોગલ સામ્રાજ્યના પાયા ડગમગી રહ્યા હતા

**ઈ. સ. ૧૭૩૦ થી ૧૮૧૫ લગી સ્વતંત્ર 'કચ્છ'**—મોગલ મહારાજ્યની સર્વોપરિ સત્તામાથી છુટી કચ્છ ઇ. સ. ૧૮૧૫ લગી સ્વતંત્ર રહ્યુ તે અરસામા કચ્છ પર કેટલાક પરદેશી આક્રમણો થયા હતા

**ઇ. સ. ૧૮૧૫ થી** કંપની સરકારનો કચ્છ સાથે પ્રથમ મૈત્રી સબધ થયો છે, અને અદ્યાપિ ચાલે છે.



# વિદેશીઓના પ્રાચીન અર્વાચીન ગ્રંથોમાં

## કચ્છ

વિદેશીઓના પ્રાચીન અર્વાચીન ગ્રંથોમાં કચ્છ સંબંધી જાણવા જોગ ઐતિહાસિક બિના નીચે પ્રમાણે મળી આવે છે.

**પ્લિનિ કચ્છી પ્રજાને 'ઓદમ્બરી' કહે છે**—ઈ. સ. ૭૭માં પ્લિનિ નામના ગ્રીક લેખકે પોતાના ગ્રંથમાં વર્ણવેલ ઓદમ્બરી,—Odambari એ જ કચ્છી પ્રજા ગણાય છે.

**ટોલેમી કચ્છદેશની રાજધાનીને 'ઓરબદી' કહે છે**—ઈ. સ. ૧૫૦માં ટોલેમી નામનો ગ્રીક ગ્રંથકાર પોતાના 'બર્ટિએસ' નામના પુસ્તકમાં 'ઓરબદી' નગરીનો ઉલ્લેખ કરે છે. તે કચ્છની રાજધાની હોવી જોઇએ, એવું સામાન્ય રીતે માનવામા આવે છે.

વળી ટોલેમી કચ્છના અખાતને 'કાંઠી' તરીકે ઓળખાવે છે, અને અદ્યાપિ લગી કચ્છી અખાતના ઉત્તર પ્રદેશની સાંકડી પટી એ નામે ઓળખાય છે.

આગળ વર્ણન કરતાં ટોલેમી કરાચીની આસપાસની કોઈ જગ્યાને 'કાંઠી' વહાણોનું મુખ્ય મથક હોવાનું કહે છે. તેથી તે સિવાયના કચ્છના કોઈ સ્થળ સાથે તેમને કદાચ પરબારો વેપારી સંબંધ નહિ પણ હોય, કેમકે, કચ્છના અખાતને તેમણે ભયાવહ વર્ણવી ભરૂચ–ભૃગુકચ્છને વેપારનું કેન્દ્રસ્થાન ગણ્યું છે.

**પેરિપ્લસ નામક ગ્રીક ગ્રંથમાં 'કચ્છ'**—ઈ. સ. ૨૪૬માં લખાયેલા પેરિપ્લસ નામક ગ્રીક ગ્રંથમાં કચ્છના અખાતના બાહ્ય ભાગને બેરેક Barake અને આંતર ભાગને એરિનિયન–Eri–nionનું નામ આપ્યું છે. સંસ્કૃતમાં ઇરિણ–અરણ્યને ખારી ભેજવાળી જમીન કહે છે. તેપરથી કચ્છના રણનું સૂચન થાય છે.

તદુપરાત એરિનિયનનું વર્ણન કરતાં પેરિપ્લસનો લખનાર કહે છે કેઃ "તેના બે ભાગ છે, એક નાનું અને બીજું મોટું, એ બન્નેની ખોળ થઇ નથી. એમા દાખલ થવું વહાણો માટે ભય ભરેલું છે, કેમકે તેના છીછરા પાણીમા મોટાં વમળો ઉઠે છે."

પેરિપ્લસ અને બર્ટિએસમાં કચ્છને સુરેસ્ટ્રનના નામથી ઓળખવામા આવ્યો છે. તેમાં લખેલું છે, કેઃ "કચ્છભૂમિ ફળદ્રુપ છે, તેમા જથ્થાબંધ ડાગર, તલ, ઘી, તથા રૂ થાય છે. ત્યાંના લોકો કદે ઉંચા અને રંગે શામળા છે, તેમની પાસે પશુધન પુષ્કળ છે."

**હ્યુએનસૅાગની પ્રવાસપોથીમાં 'કચ્છ'**—ઈ. સ. ૬૪૦મા ચીનનો મહાસુસાફર હ્યુએનસૅાગ હિંદની યાત્રાએ આવ્યો, ત્યારે કચ્છની પણ મુલાકાત લીધી હતી. તે પ્રસંગે જોવામાં અને જાણવામાં આવ્યું, તેની નોંધ તેણે પોતાના ગ્રંથમાં નીચે પ્રમાણે લીધી છેઃ—

"કચ્છ—ઓટી—પી—ચીલો" સિંધનો એક ભાગ છે. તે સિંધના પાટનગર અલોરથી નૈરૂત્યે ૨૬૭ માઇલ થાય છે. તેનું ક્ષેત્રફળ ૮૩૩ માઇલ છે. તેની રાજધાની કોટ—સી—શી—ફાલો, કોટેશ્વરનો ઘેરાવો પાચ માઇલ છે."

રણની ઉત્તરે આવેલ નગર પારકરનું પરગણું પૂર્વે કચ્છ સાથે ગણાતું. તેનો કચ્છ સાથે સમાવેશ કરીએ, તો હ્યુએનસૅાગે કહેલ કચ્છનું ક્ષેત્રફળ સત્ય ઠરે છે.

**ઇંડિયન યયર બુકમાં 'કચ્છ'**—ઇંડિયન યયર બુક[1] નામક પુસ્તકમા કચ્છ સંબંધી વર્ણન કરેલ છે. તેમાં જણાવવામા આવ્યું છે, કે "કચ્છ સંબંધી વિશેષ જાણવા લાયક અહેવાલ પ્રાચીન ગ્રીક ગ્રંથોમાં ઉપલબ્ધ છે. કચ્છી પ્રજાની રાજ્યકર્તાઓ પ્રત્યે ભક્તિ અને

---

1 *The Indian year Book 1925: The Indian* **States of Bombay Page 152.**

વફાદારી અનન્ય છે." 'કચ્છની કુદરતી પેદાશ અને હુન્નર ઉદ્યોગ સંબંધી તેમાં લખ્યું છે, કે " કચ્છભૂમિ પાક માટે ઘણી જ સારી અને ફળદ્રુપ છે, તેમાં મુખ્યત્વે ઘઉં, બાજરો, જાર અને કપાસની મોટા પ્રમાણમાં પેદાશ થાય છે. લોઢું તથા કોલસા ભૂગર્ભમાં પુષ્કળ છે, પણ બહાર કાઢવામાં આવતા નથી. દેશી રેશમ તથા કાપડની સુંદર વણાટે, ભરત તથા ગુંથણ કામે અને સોનારૂપાપરની નકશી કારીગિરીએ કચ્છને જગમશહૂર કર્યો છે."

**એનસાઇકલોપિડિયા બ્રિટાનિકામાં 'કચ્છ'**—એનસાઇક્લોપિડિયા બ્રિટાનિકા[1] વોલ્યુમ છઠ્ઠામાં કચ્છ સંબંધી લંબાણથી વિગત મળી આવે છે, તેમાંથી ટૂંક નોંધ નીચે પ્રમાણે છે: —

"અવારનવાર ધરતીકંપના આંચકાથી તથા દેશમા પુષ્કળ ઝાડીના અભાવથી ખેતીને બહુ નુકશાન થાય છે, અને જમીનમાં રસાંગ ઘટતી જાય છે. કચ્છની પેદાશ અનાજ, રૂ, તમાકુ તથા ચીની છે. લોઢું તથા કોલસાની ખાણો પણ છે. કચ્છમાં શિલ્પ અને સ્થાપત્ય કળા ખુબ ખીલેલી હતી, આજે પણ તેના અવશેષ મોજુદ છે. કચ્છી કારીગરો સોનારૂપા પર નકશી કારીગિરીમા કળા અને કારીગિરી પૂરે છે, અને સૌંદર્ય જાળવી શકે છે. પ્રજાની શારીરિક સંપત્તિ સારી છે, અને ક્યાંક ક્યાંક સૌંદર્ય પણ વસે છે, પ્રજામાં વફાદારીના ઉચ્ચ ગુણ છે, અને પ્રજા શાંતિને પૂજે છે."

**આફ્રિકાના 'ટીપુ-ટીબ' માં 'કચ્છીઓ'**—ડૉ. બ્રોડેકૃત 'ટીપુ-ટીબ' "Tipu-Tibo"માથી આફ્રિકામાં વેપારાર્થે ગયેલા કચ્છી વેપારીઓ સંબંધી નીચેની બીના છે: "જંગબારના સુલતાન સૈયદ (ઈ. સ. ૧૮૦૪-૧૮૫૬)ના અમલમાં પૂર્વ આફ્રિકામાં પ્રગતિનો નવીન જમાનો થયો. કચ્છી વેપારી દા. પુરુષોત્તમ ટોકરસિંહને

[1] Encyclopedia Britanica Vol. VI Page. 730-732.

ઘણુ સન્માન અપાતુ હતુ. હાથીદાતનો રાજા રત્નસિંહ ભીમજી પણ વેપારમા ઘણો જ વિશ્વાસપાત્ર ગૃહસ્થ તરીકે પ્રખ્યાત છે ( શેઠ જયરામ શિવજીના મુનીમ અને સુલતાન સૈયદના ખાનગી કારભારી ) શેઠ લધાએ ૫૦,૦૦૦ ડોલર ' ટીપુ–ટીબ 'ને ઉધાર આપ્યા હતા ".

**ઝાંઝીબારના ઇતિહાસમાં કચ્છી વેપારીઓ**–ડોક્ટર બર્ટન કૃત ઝાંઝીબારના ઇતિહાસમા ઝાંઝીબારમા વેપારઅર્થે આવી વસેલા કચ્છી વેપારીઓના વેપાર અને સાહસની નોંધ નીચે પ્રમાણે કરી છે —

" જગતનો છેલ્લો ઇજારદાર કચ્છી ભાટીયો જયરામ શિવજી હતો તેની પછી તેનો મુનીમ અને સુલતાનનો ખાનગી કારભારી શેઠ લધા ડામજી આવ્યો તે ગૃહસ્થ ઘણો જ પ્રખ્યાત અને સન્માનિક છે."

" ઝાંઝીબારના ખરા વેપારી રાજાઓ સાહસિક ભાટીયાઓ જ છે ઓગણીસમી સદીની શરૂઆતથી વેપારનો એકાધિકાર–monopoly કચ્છી ભાટીયાઓના હાથમા આવ્યો હતો તેઓ પ્રમાણિકપણાથી, કરકસરથી, સાહસ અને ખતથી વિખ્યાત થયા છે, અને મુસલમાની રાજકર્તાની દુર્બલતાથી વેપારની બધી સત્તા તેમના હાથમા આવી છે. મસ્કત તથા તેની આસપાસના પ્રદેશમા તેમની સખ્યા મોટી હતી, અને જગબારની ઈ સ ૧૮૪૪મા કોશપર તથા અદનના પ્રદેશમા કચ્છી વેપારીઓની સખ્યા તેથી યે મોટી હતી હવે તે સખ્યા તેથી યે વધીને અઢી–ત્રણગણી થઇ છે તેઓ હુડીઓ જગબાર, માડવી, મુબઇ વગેરે સ્થળે મોકલી શકે છે શેઠ લધા પાસે પણ જગબારનો જગાન–કસ્ટમનો ઇજારો છે પેમ્બાના ટાપુમા તેનો પુરષોત્તમ નામે એક ભત્રીજો છે, તેની પાસે ત્યાનો ઇજારો છે મોમ્બાસા પણ લખમીદાસ અને બીજા તેની જાતના ચાલીશ જણના હાથમા છે બગની બદર ટીકમદાસના હાથમા છે".

---

# સમાઓની "ઉત્પત્તિ અને આગમન"

## મધ્ય પ્રકરણ.

શ્રીઆદિનારાયણની ચોથી પેઢીએ ચદ્રરાજા થયો, તેના વશજો 'ચદ્રવશી' કહેવાયા તેની દશમી પેઢીએ યદુરાજા થયો, તેના વશજો 'યદુવશી' કહેવાયા તેના વશનો ચોપનમો પુરૂષ તે યદુકુળ ભૂષણ કૃષ્ણ

મિશ્ર—ઇજિપ્તના રાજા બાણાસુરના પ્રધાન કૌભાડની પુત્રી રમા સાથે શ્રીકૃષ્ણના પુત્ર સાબના લગ્ન થયા હતા તેથી તેને ઉષ્ણિક નામે પુત્ર થયો હતો તે યાત્રાર્થને સમયે મિશ્ર ગયો હોવાથી જીવતો રહ્યો

મિશ્રનો રાજા બાણાસુર નિર્વંશ ગયો, એટલે પ્રધાન કૌભાડે રાજ્ય લઇ લીધુ, અને તે પણ નિર્વંશ જતા શ્રીકૃષ્ણના પૌત્ર સાબના પુત્ર ઉષ્ણિકને મિશ્રનુ રાજ્ય મળ્યુ

ઇ મ ના છઠ્ઠા સૈકામા શ્રીઆદિનારાયણના વશનો એકસો પાનીસમો અને ઉષ્ણિકના વશનો ઓગણ્યાસીમો રાજા દેવેન્દ્ર મિશ્રની ગાદીએ આવ્યો. તેને ચાર કુવર હતા અસપત, ગજપત, નરપત અને ભૂપત

રાજા દેવેન્દ્ર પછી યુવરાજ કુવર અસપત મિશ્રની ગાદીએ બેઠો બીજા ત્રણ કુવર સિરિયા અને ઇરાન થઇ અફગાનીસ્તાન આવ્યા તેમણે સવત્ ૭૦૮ ના વૈશાખ સુદ ૩ શનિવારે ગીઝની સહેર વસાવી જામની પત્ની સાથે નરપતને ગાદીએ બેસાડ્યો, અને ગીઝની તથા ખુરાશાન વચ્ચેના પ્રદેશ પર ભૂપત રાજ્ય ચલાવવા લાગ્યો, અને ગજપત પોતાના પદર કુવરો સાથે હિંદુસ્તાનમા આવી, સૌરાષ્ટ્રમા રાજ્યની સ્થાપના કરી

અસપત પાછળથી મુસલમાન થયો નરપતે થોડોક વખત ખુરાશાનમા રાજ્ય કર્યુ, પણ ખુરાશાનના રાજાએ એને ત્યાથી નસાડી મૂક્યો, એટલે તે પજાબમા આવ્યો, પણ દુસ્મનોએ તેની ત્યા પે પૂ'

પકડી, એટલે તે મારવાડ ગયો, અને ત્યા રાજ્યની સ્થાપના કરી, તેના વશજો 'ભટ્ટી' કહેવાયા. ગજપતના વશમા "ચૂડચદ્ર યાદવ" થયો તે સૌરાષ્ટ્ર–વથલિના રાજા આલારામનો ભાણેજ થતો. મામો નિર્વંશ જતા તે સૌરાષ્ટ્રપતિ થયો. તેના વશજો 'ચૂડાસમા' કહેવાયા. ગીઝનીની ગાદીપર જામ નરપત પછી સામપત ઉર્ફે સમો આવ્યો, તેને ફિરોજશાહના દીકરાએ હરાવી, દેશમાથી નસાડી મૂક્યો, એટલે તે સિંધ આવ્યો. તેના વશજો 'સમા' કહેવાયા.

બગદાદના ખલીફની આજ્ઞાથી બસરાનો હકીમ મહમ્મદ કાસીમ સિંધપર ચડી આવ્યો અને બ્રાહ્મણરાજા ચદ્રના દીકરા દાહીરને હરાવી મકલી શહેરમા રાજ્યગાદી સ્થાપી કાળે કરી આરબ સત્તા નબળી પડી, એટલે સુમરા અને સમા વચ્ચે સિંધની ગાદી હસ્તગત કરવાની હરિફાઇ જાગી. તેમા સુમરાઓનો વિજય થયો, એટલે સમાઓ કચ્છ તરફ નાશી આવ્યા, અને કેરાકોટેશ્વર પાસે જરાસરમા આશ્રય લીધો. ત્યા બેઠે બેઠે સિંધ જીતી લેવાની તેમણે તૈયારી કરી લીધી, અને તકની રાહ જોતા બેઠા, એટલામા સિંધમા થોડી અવ્યવસ્થા થયેલી સાભળી, તેઓ જામનંદાની સરદારી હેઠળ સિંધ પર ચડી ગયા, અને સુમરાઓની સત્તાને તોડી પાડી પોતાની સત્તા સ્થાપી.

ઈ. સ. ની આઠમી શતાબ્દિના અતકાળ સુધી સમાજમના વશજોઃ જેહો, ગહુ, ઓઢો, ઓઢાર, નોતીયાર, નેતો ઓઢાર અને અમરો એમ આઠ રાજાઓ અનુક્રમે સિંધપર રાજ્ય કરી ગયા પછી લાખિયાર ભડ સિંધની ગાદીએ આવ્યો. તેણે સમા દાદાની સ્મૃતિ ચિરસ્થાઇ કરવા "નગરસમે" નામે એક શહેર વસાવી, ત્યા રાજ્ય ગાદી સ્થાપી.

સમાઓનો કચ્છ સાથેનો રાજકીય સંબંધ જુનો હતો, પણ લાખિયાર ભડે કચ્છપાટગઢાધિપતિ વીરમ ચાવડાની કુવરી બૌદ્ધિ સાથે પોતાના યુવરાજ કુંવરશ્રી લાખાનું સગપણ કરી, રાજકીય સંબંધને સ્નેહ સાકળથી સુદૃઢ કર્યું.

આ વખતે કચ્છ ચાર ભાગે વહેંચાયલું હતું: મધ્યે સોલંકી, પૂર્વે વાઘેલા, દક્ષિણે કાઠી, અને પશ્ચિમે ચાવડા રાજ્ય કરતા હતા. સોલંકી અને ચાવડાઓ વચ્ચે વિગ્રહ ચાલતો હતો. ચાવડાઓના લશ્કરી થાણા સોલંકીઓએ જીતી લીધા હતા, પણ સિંધ સાથેના મૈત્રી સંબંધથી ચાવડાઓએ હિંમત કરી, તે પાછા લઇ લીધા. આમ સોલંકી અને ચાવડાઓ વચ્ચે થતી લડાઇઓથી કાઠી અને વાઘેલાઓને ઘણું સહન કરવું પડતું. તેથી કાઠીઓ કચ્છ છોડી સૌરાષ્ટ્ર તરફ ચાલ્યા જતા હતા, પણ વાઘેલાઓ તો અડગ રહ્યા.

ઇ. સ. ની નવમી સદીના મધ્યકાળે લાખિયારભડ પછી સિંધની ગાદીએ લાખો આવ્યો. તેને બૌદ્ધિચાવડી રાણીથી મોડ, વરૈયાં, માંગ અને ઓઢો એમ ચાર કુંવર થયા.

ખેરગઢના સૂર્યસિંહ ગોહીલની કુંવરીના મેહકોટના રાજા રા'કનોજ સાથે લગ્ન થવાની તૈયારી થતી હતી. એવામાં અંગત ઇર્ષાને કારણે ભાભીએ મેણું માર્યું કે "ચંદ્રકુંવરબા તો ક્યારનાએ સિંધુપતિ લાખાને મનથી વરી ચૂક્યાં છે." આ મેણાથી ચંદ્રકુંવરબા મરણને આરે બેઠેલા સિંધુપતિ જામ લાખાને પરણવાની હઠ લઇ થોડા માણસો સાથે સિંધ ચાલી ગઇ, ત્યાં જઇ લાખાને પરણવાનું કહાવ્યું; એટલે લાખે અશક્તિ દેખાડી, પાટવીકુંવર મોડજી સાથે લગ્ન કરી લેવાની સલાહ આપી. પણ તેમ કરવા તેણે ચોકખી ના પાડી. તેથી અત્યાગ્રહને વશવર્તી લાખો પરણ્યો, ત્યારે ચંદ્રકુંવરબાએ વચન માગી લીધું, કે "મારે પેટે પુત્ર થાય તે ગાદીપતિ બને." એ વાતની જામ લાખે અને યુવરાજકુંવર મોડે કબુલાત આપી.

તનમનથી સતિએ પતિની સેવા સુશ્રુશા કરી, એટલે લાખો મરતો બચ્યો, એટલું જ નહિ પણ રૂષ્ટપુષ્ટ બની ગયો.

દમેગની સવારીમાં સાજો થયા પછી પહેલીવાર લાખો ઘોડે ચડ્યો, ત્યારે બધા કહેવા લાગ્યા કે લાખાની 'ધુર' તો જુઓ, તે

દિવસથી લાખો ધુરારો કહેવાયો. ચંદ્રકુવરબા પાછળથી ગોડરાણીને નામે ખ્યાતિ પામી. તેથી લાખાને ચાર કુંવર થયાઃ ઉનડ, જેહો, ફુલ અને મનાઇ.

પોતાની ભાવિ જીવન સખીનો લાખો પતિ થયો, તેથી રાંકનો-જની વૈરવૃત્તિ ઉદિપ્ત થઇ. તેને શાંત કરવા તેણે કાબુલના બાદશાહની મદદથી સિંધપર ચડાઇ કરી, પણ લાખે તેને હરાવી હાંકી કાઢ્યો.

આ યુદ્ધ પ્રસંગે એક બ્રાહ્મણે ભાવિ ભાંખી વિજયની ખાત્રી આપી હતી. તેથી લાખો તેને 'દેવ' તરીકે માનવા લાગ્યો.

સત્તાણું વર્ષની લાંબી જીંદગી ભોગવી, લાખો સ્વર્ગે સિધાવ્યો.

કુંવર ઉનડ સગીર વયે જામ કહેવાતો હોવાથી મોડનું મન ઉદાસ રહેતું. તેના શાન્ત્વનાર્થે ગોડ રાણીએ સિંધની ગાદીપર બેસવા તેને આગ્રહ કર્યો પણ એકવચની અને પિતૃભક્ત મોડે એ વાત ન સ્વીકારી, એટલે બીજે દિવસે માતંગ દેવને હાથે રાજ્યતિલક કરાવી, સિંધને સિંહાસને જામ ઉનડને બેસાડયો.

જામ ઉનડના ગાદીએ આવ્યા પછી મોડ રાજ્યકારભાર પર પૂર્ણ ધ્યાન આપતો, અને લગભગ સર્વે કામકાજ પોતે જ કરતો, પણ મનાઇ નાની વયે રાજકાજમાં માથું મારતો, તેનો મનોરથ સિંધનું થોડું ઘણું રાજ્ય પચાવી પાડવાનો હતો, પણ રાજ્યકુશળ ગોહીલ મા આગળ તેનું કાઇ ઉપજતું નહિ. તેથી મોડ સાથે મૈત્રી બાંધી, કાર્ય સાધવા તકની રાહ જોવા લાગ્યો.

સિંધુપતિ થયા પછી થોડેક વર્ષે જામ ઉનડ મોડ અને મનાઇ સાથે શ્રીનારાયણ સરોવરની યાત્રા કરવા સિંધથી કચ્છ આવ્યા, ત્યાંથી પાછા ફરતી વખતે શેરોગઢ-લખપત પાસેના ગાઢ જંગલોમાં મૃગયા રમવા નિકળ્યા. શિકારની સહેલમાં બધા એક બીજાથી વિખુટા પડી ગયા. મધ્યાનકાળે જામ ઉનડ થાકી ગયેલો હોવાથી ઝાડની ડાળીએ ઘોડો બાંધી, છાયડે બેઠો, ત્યાં મનાઈ મારતે ઘોડે આવી પહોંચ્યો.

જામ ઉન્નડને એકલો જોઇ, રાજતૃષ્ણાને વશવર્તી સ્વાર્થાંધ બની, કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના, તેણે તલવારને એક જ ઝટકે જામ ઉન્નડના બે કટકા કરી નાખ્યા. થોડીવારે મોડ તથા બીજા સાથી પગેરૂં લેતા ત્યાં આવી ચડયા. જામ ઉન્નડનું મૃત શરીર અને મનાઇના હાથમાં રક્તવર્ણી તલવાર જોઇ, સૌ સ્તબ્ધ બની ગયા. કંઇ બોલવા કોઇની જીભ ઉપડી નહિ, સર્વેની આંખે અશ્રુ ટપકવા લાગ્યા.

થોડીવાર પછી મનાઇએ મોડને ઉદ્દેશીને કહ્યું: “ હવે જુઓછો શું ? આજથી સિંધનું અર્ધું રાજ્ય તમારૂં અને અર્ધું મારૂં, આડી-ખીલીનો મેં સહેલાઇથી અંત આણ્યો છે. ”

જામ ઉન્નડનાં અકાળ મૃત્યુથી મોડના હૃદયપર વજ્રઘાત થયો, કેમકે તે નિર્દોષ હતો, છતાં પણ કાવત્રામાં અવશ્ય ભાગ લીધો હશે, એવી મનાઇ સાથના મૈત્રિ સંબંધથી તેનાપર ગોડરાણી અને સિંધી પ્રજા શંકા લે, એ નિર્વિવાદ વાત હતી. તેથી સિંધના અન્ન પાણી ત્યાગી, કચ્છમાંજ રહેવાનો નિશ્ચય કરી લીધો.

મનાઇની રાજતૃષ્ણાને મોડે સંતોષી નહિ, પણ ઉલટો ભારે ઠપકો આપી, તેને ખુનકારી કહાડયો, અને કલંકિત મોઢું લઇ, સિંધ ન જવા સલાહ આપી.

મોડ સિંધ ન આવે, તો ગોડરાણીને જીવતે મનાઇ સિંધમાં પ્રવેશ પણ ન કરી શકે, ત્યારે રાજ્ય તો ક્યાંથી લઇ શકે ? એટલે તેણે મોડની સલાહ માની લીધી.

જામ ઉન્નડના મૃત્યુ સમાચાર નગરસમૈમાં પવનવેગે ફેલાઇ ગયા. પુત્રના મરણથી ગોડ રાણીને આકાશ તૂટી પડ્યા જેટલું દુ:ખ થયું, પણ શોક સાગરમાં ડુબી ન જતાં, રાજ્ય કુશળ માતાએ બીજે જ દિવસે જામ ઉન્નડના પાટવી કુંવર જામ સમાને સિંધની ગાદી પર બેસાડવાની ક્રિયા કરાવી લીધી

જામ ઉન્નડના ખુનની વાત કચ્છમા સર્વત્ર પ્રસરી ગઇ હતી ચાવડા દરબારીઓએ વાઘમને કહ્યુ "મોડ અને મનાઇ પોતાના બધુ જામ ઉન્નડનુ ખુન કરી અહીં નાશી આવ્યા છે આવા વિશ્વાસ વાતીઓને આશ્રય આપી, સિંધના સમર્થ સમા રાજ્ય સાથે દુશ્મનાવટ વહોરી લેવામા માલ નથી," પણ આશ્રયે આવેલા ભાણેજઓના સ્નેહથી આકર્ષાઇ વાઘમે આ ચેતવણી ગણકારી નહિ

કેટલાક દિવસ પછી ગોડરાણીને ખબર પડી કે મોડ અને મનાઇએ કચ્છના પાટગઢમા આશ્રય લીધો છે તેથી તેણે વાઘમ ચાવડાને કહાવ્યુ "અમારા ગુનેહગારો અમને સોપી આપો, નહિ તો સ્નેહ સબધમા વિક્ષેપ પડશે"

આ ખબરે ચાવડા દરબારમા ચિંતા રેલાવી શરણાગતોને આશ્રય આપવો ? સ્નેહસબધ જાળવવો, તેપર દરબારીઓ વચ્ચે વાગ્વાદ થઇ છેવટે મોડ અને મનાઈએ આફત આવે દેહાત લગી ચાવડા સત્તાને વફાદાર રહેવા માતા આશાપુરાજીની સાક્ષીએ શપથ લીધા, એટલે એ ચર્ચાનો અત આવ્યો

પાટગઢથી કઇ ઉત્તર ન આવ્યો, તેથી એ વાતનો અત આણવા ગોડરાણીએ મોટા લાવલશ્કર સાથે કુવર ફૂલને રવાને કર્યો તેણે કચ્છની સરહદપર પડાવ નાખ્યો, અને ગુનેહગારોને સોપી આપવા અથવા લડવા તૈયાર થવાના સદેશા સાથે એક રાજપ્રતિનિધિને થોડા મરદારોની સાથે પાટગઢ મોકલ્યો

આવા આ હાલથી ડરી જઇ ચાવડાઓએ ક્ષાત્ર ધર્મ કરતા સ્નેહસબધને વધારે મહત્વ આપી; પોતાની હદમાથી ચાલ્યા જવાની શરણે આવેલા ભાણેજઓને સલાહ આપી

ચાવડા દરબાર છોડતી વખતે મોડ અને મનાઇએ મામાને સબોધીને કહ્યુ "તમે તમારૂ વચન પાળ્યુ નથી માટે લીધેલા શાપથથી અમને મુક્ત કરો" એટલે સમય વર્તી વાઘમે તેમ કર્યુ અને બન્ને ભાઇઓએ ઘોડા દોડાવી મૂક્યા

પાટગઢાધિપતિ વાઘમ ચાવડે ફૂલે મોકલાવેલા રાજપ્રતિનિધિને કહ્યું "આપના આવ્યા પહેલા જ સિંધના ગુનેહગારો અહીંથી નાશી ગયા છે, માટે બીજે ક્યા એમને શોધી લ્યો "

રાજપ્રતિનિધિ પાસેથી મોડ અને મનાઈના ચાવડા દરબારમાથી નાશી ગયાના સમાચાર સાભળી ફૂલે કચ્છના બીજા રાજ્યોને સિંધના ગુનેહગારોને આશ્રય ન આપવાનુ કહેણ મૂક્યુ, અને ઠેકઠેકાણે ઘોડે સ્વારો દોડાવી શોધ કરાવી, પણ ક્યાયે તેમનો પત્તો લાગ્યો નહિ, એટલે નિરાશ બની સૈન્ય લઇને તે સિંધ પાછો ફર્યો

પાટગઢમા વસતા સમા અને ચાવડા રાજપુતો વચ્ચે લાબા સમયથી અણુબનાવ હતો ચાવડા સત્તા ઉથલાવી નાખવા મથતા સમાઓએ આ તકનો લાભ લઇ, મોડને પોતાના પક્ષમા લઇ, મનાઇને ઉશ્કેરી, તેના હાથેથી વાઘમ ચાવડાનુ ખુન કરાવ્યુ

શ્રીકોટેશ્વર મહાદેવના દર્શને આવેલ વાઘમ ચાવડાને મારી નાખી મોડ અને મનાઇએ પાટગઢના સમાઓની સહાયથી શહેર કબજે કરી, ત્યા સમાસત્તા સ્થાપી, રાજ્યલગામ પોતાના હાથમા લીધી

# જામ મોડ.

વિક્રમની નવમી શતાબ્દિની ત્રીજી પચીસીના અસ્તકાળે ચાવડા સત્તા કચ્છમાંથી અસ્ત પામી, અને ચોથી પચીસીની પહેલી પ્રભાતે સમા સત્તાના સુવર્ણ સૂર્યનો કચ્છમાં ઉદય થયો.

કચ્છના પાવર પરગણાના સોલંકી રાજ્યકર્તાઃ વેરો, વેરડો, વેરસિંહ, કાંયો, કરૂપાળ, રાણો અને રાજપાળ સાત સાંધને નામે ઓળખાતા. તેમની રાજધાની ગુંતરીમાં હતી. તેઓ સગાભાઇઓ હતા, પણ તેમની વચ્ચે સારો મેળ ન હોવાથી રાજ્યમાં અવ્યવસ્થા પ્રવર્તતી હતી. છતાં તેમની સત્તા કચ્છમાં બળવાન ગણાતી, કારણકે સૌથી મોટું રાજ્ય તેમનું હતું.

વાઘમ ચાવડાનું ખુન કરી મોડ અને મનાઇએ પાટગઢમાં રાજગાદી સ્થાપી છે. એવા સમાચાર સાંભળતાં જ પ્રમાદની ઘોર નિદ્રામા ઘોરતા સોલંકીઓની આંખ ઉઘડી. ઉગતી સમાસત્તાને ઉચ્છેદવાનો વિચાર કરી, તેમણે સમારાજ્ય સ્થાપનારાઓને કહાવી મૂક્યુંઃ "વાઘમ ચાવડો અમારો ખંડીયો હતો, તેને મારનારાઓ લડવા તૈયાર થાય વા દેશ છોડી ચાલ્યા જાય."

રાજ્યના પાયા સ્થિર ન થાય, ત્યાં સુધી ન લડવાની ઇચ્છાએ મોડે મનાઇને ઓળમાં આપી, દિવસ ઉગે ઘાસનાં અઢાર ગાડાં ખંડણી ભરવાની શરતે સાતસાધો સાથે સંધી કરી.

મનાઇ ગુંતરીમાં શાંત બેઠો ન હતો, તેણે સર્વત્ર ફરી લોકવાયકા અને પ્રજાલાગણી જાણી લીધી, નબળી પડેલી સોલંકી સત્તાનો અંત આણવા યોજના યોજી, અને તે પ્રમાણે કરવા મોડને પાટનગર કહાવી મૂક્યું.

ઘાસના અઢાર ગાડામાં એકસોઆઠ હથિયારબંધ માણસો ગુંતરીના રાજ્યમહેલ પાસે આવી પહોંચ્યા, એટલે મનાઇએ તેમની સર-

દારી લઈ ગફલત અને મોજશોખમાં પડેલા સાન સાંધોની કતલ ચલાવી રુંતરી સર કરી રાજ્યવ્યવસ્થા કરવા મોડને પાટનગરથી બોલાવ્યો.

ચાવડા અને સોલંકી સત્તાનો અંત આણી મોડ અને મનાઇ ની વાઘેલાઓપર દ્રષ્ટિ પડી. તેમણે યુવરાજ કુંવર સાડને વાગડ મૂક્યો, ત્યા તેણે એક પછી એક કેટલાંયે ગામડાં જીતી લઇ, સમા સત્તા વિસ્તારી.

આ વખતે ગેડીમાં ધરણુ વાઘેલો રાજ્ય કરતો હતો. વાઘેલા સત્તાનો સર્વનાશ થતો અટકાવવા મોડના યુવરાજ કુંવર સાડને પોતાની દીકરી પરણાવી, સમા અને વાઘેલાઓ વચ્ચે સ્નેહસંબંધ બાંધી, તેણે વાગડના થોડા ભાગપર પોતાની સત્તા કાયમ રાખી.

કચ્છના ત્રણ મોટા રાજ્યો જીતી લઈ મોડ અને મનાઇએ તેના ચાર ભાગ કર્યાઃ બે ભાગ મોડના, એક મનાઇનો અને એક ભાગ તેમણે વર્તાવેલ કેરના પ્રાયશ્ચિત અર્થે દાનનો, પણ મનાઇએ તે લઇ લીધો, એટલે તેના વંશજો 'કેર' કહેવાયા.

સિંધીઓ અને બીજા પરદેશી રાજ્યોના આક્રમણથી કચ્છને રક્ષવા જામ મોડે કચ્છની પૂર્વ દિશાએ વાગડ પરગણામાં એક ડુંગરી કિલ્લો બાંધવા ડુંગર પસંદ કર્યો, ત્યાં કંથડનાથ નામે એક તપસ્વી તપ કરતો હતો. તેણે ત્યાથી ઉઠી જવાની ના પાડી, છતા મોડે બળાત્કાર કરી તેને ઉઠાડી, કિલ્લો બાંધવાનું શરૂ કર્યું, પણ બંધાતાં બંધાતા કિલ્લો પાંચવાર જમીનદોસ્ત થયો, તેથી કંટાળી તે કામ બંધ કરાવી મોડ વાસ બાંધી ત્યાં રહ્યો.

કચ્છમાં સમા સત્તાના પાયા રોપી, તેને અચળ રાખવા બનતો પ્રયાસ કરી જામ મોડ ઈ. સ. ૮૯૮માં સ્વર્ગે સિધાવ્યો.

# જામ સાડ

જામ મોડના સ્વર્ગવાસ પછી યુવરાજ કુમાર સાડ જામની પદવી સાથે પાટગઢની ગાદીએ આવ્યો. તેણે રાજ્ય લગામ હાથમા લેતા જ પિતાનો મનોરથ પાર પાડવા કથડનાથ બાવાની શોધ કરી, તેની ક્ષમા માગી, ત્યા કિલ્લો કાયમ થવા દેવાની યાચના કરી, બાવાજીએ તે સ્વીકારતા, તેણે કિલ્લાનુ કામ શરૂ કર્યું

કિલ્લો તૈયાર થયા પછી બાવાજીના નામપરથી તેનુ નામ કથકોટ પાડ્યુ અને ત્યા ગાદી સ્થાપી, કુનેહથી રાજ્ય કરવા લાગ્યો

સમાઓની સત્તા વૃદ્ધિ અને રાજ્ય સમૃદ્ધિની ગેડીપતિ ધરણ વાઘેલાને ઇર્ષા આવી તેણે સાડને પોતાને ત્યા જમવા નોતરી દગાથી મરાવી નાખ્યો, અને તેનુ રાજ્ય કબજે કર્યું

પોતાની બેનને પેટે જન્મેલ સાડનો ફૂલ નામે ૭ માસનો કુવર હતો, તે જીવતો રહેશે, તો ભવિષ્યે કંટકરૂપ થશે, એમ વિચારી ધરણ વાઘેલો ભાણેજને મારી નાખવા ગેડીથી કથકોટ આવ્યો

પતિના વધની જાણ થતા સમય સૂચક વાઘેલીએ કુવર ફૂલને ફરાક નામે એક વફાદાર દાસી સાથે અન્યત્ર રક્ષણાર્થે નસાડી મૂક્યો થોડીવારે વાઘેલો કુવર ફૂલની શોધ કરવા કથકોટના રાજ્યમહેલમા દાખલ થયો, પણ ક્યાયે પત્તો નહિ મળતા તેણે ઘોડેસ્વારોને સર્વ દિશાએ દોડાવી મૂક્યા

ફરાકદાસી એક સુંડલામા બે બાળકો સુવાડી બાભણાસરને માર્ગે ચાલી જતી હતી પાછળથી ધૂળના ગોટા ઉડતા ભાળી, તેણે પોતાના પુત્રના વસ્ત્ર ઉતારી કુવરને પહેરાવ્યા, અને દાસીપુત્રને રાજકુવર બનાવી લીધો, પછી પોતાને માર્ગે પડી

થોડી વારે સવારો ત્યા આવી પહોચ્યા, શણગારેલા દાસીપુત્રને રાજકુમાર ધારી ફરાક પાસેથી તે લઇ લીધો અને આખના એક પલકા

રમાં વધેરી નાખ્યો. સ્વામિભક્ત ફરાક દાસી વફાદારીની વેદીપર પોતાના બાળકની આહુતિ આપી ચાલતી થઈ. કુંવરને લઇ તે બાંભણાસર આવી, ત્યાં ધુલારાના કારભારી અજા અને અણગોરના ઘરનું કામકાજ કરી, કુંવરનુ ભરણપોષણ કરવા લાગી.

કુંવર મોટો થતાં ગામની ગાયો ચારતો અને તીરકામઠે નિશાન તાકતાં શીખતો. આમ અસસ્ત્રશસ્ત્ર વાપરવામા તે કુશળ બની ગયો.

બાંભણાસરની સીમમાં એક વાઘે કેર વર્તાવ્યો. તેનો શિકાર કરવા ધુલારો બાદશાહ પોતે ચડી ગયો. તેની સ્વારીમાં કુંવર ફૂલ પણ ગયો. વાઘે બાદશાહપર તરાપ મારી, ત્યારે ફૂલે એકં જ ઝાટકે તે વિકાળ પશુના બે કટકા કરી નાખ્યા, અને બાદશાહને મૃત્યુના મુખમાથી બચાવ્યો. તેથી બાદશાહે ખુશી થઇ, તેને પોતાની કુંવરી પરણાવી.

ધુલારાના દરબારમાં ૭ વર્ષ રહી, ફૂલે રાજતંત્રમા નિપુણતા મેળવી લીધી, પછી પિતાનું ખુન કરનારપર વેર લેવા સિંધથી ધુલારાનું મોટું લશ્કર લઇ કચ્છ આવ્યો, અને હબાય પર એક કિલ્લો બંધાવી સાથે આવેલ ધુલારા બાદશાહના કારભારી અજા અને અણગોરની બેન બોલાડીના નામપરથી તેનું નામ 'બોલાડીગઢ' પાડ્યું, અને પ્રાણપ્રિય પુત્રને ભોગે પોતાને જીવનદાન આપનાર ફરાક ઉર્ફે ઝીંકણીની સ્વામિભક્તિના સ્મરણાર્થે એક બીજું ગામ વસાવી, તેનું નામ 'ઝીંકણી' પાડ્યું.

ફૂલે બોલાડીગઢથી ધરણ વાઘેલાને કહાવી મોકલ્યું, કે "હું જામ સાડનો પુત્ર ઇશ્વર કૃપાએ જીવતો છું, અને મારા પિતાના ખુનનો બદલો લેવા આવ્યો છું. માટે લડવા કા શરણે થવા તૈયાર થઈ જજે."

જામસાડનું રાજ્ય કબજે કરી, કચ્છમાં સર્વોપરિસત્તા સ્થાપી, ધરણ વાઘેલો નિર્ભયપણે રાજ્ય કરતો હતો. તેણે આ કહેણ સાંભળી વિષ્ટિના સંદેશા ચલાવ્યા. સમા રાજ્ય સોંપી ધરણ વાઘેલી ફૂલને પરણાવવાની શરતે સમાધાની થઇ.

---

# જામ ફૂલ.

પિતાનું રાજ્ય હસ્તગત કરી જામફૂલે બોલાઠીગઢમાં રાજ્યાભિષેકની ક્રિયા કરાવી, ગાદી નશીન થયો.

પ્રસંગવશાત્ ઘેણુવાઘેલી સાથે ચોપડ રમતા રાણીએ અભિમાનથી કહ્યું, કે "ઢળ પાસા જેમ ધરણના ઢળ્યા." આ સાંભળી ફૂલને ઘણું માઠું લાગ્યું પણ કંઈ ન બોલતાં વાત દાઢમાં રાખી વિચાર કર્યો, કે 'પિતાનું વેર ન વાળતા ધરણ વાઘેલાને જીવતો રહેવા દીધો, ત્યારે આવું સાંભળવું પડયું, માટે હવે તો પિતાનું વેર વાળવું, અને રાણીનું અભિમાન ઉતારવું.'

ધરણ વાઘેલો પોતાના રત્નાકર ઘોડાપર બેસી મહાદેવના દર્શન કરવા અવાર નવાર સીકે જતો. તેની જામફૂલ પૂંઠ પકડતો, પણ ફાવતો નહિ, અંતે એકવાર ઓઠાણે આવેલી ઘોડીઓ સાથે તે સીકે ગયો. ત્યાથી ધરણે નાશી જવાનો પ્રયત્ન કર્યો, પણ તેનો ઘોડો ઓઠાણે આવેલી ઘોડીઓ તરફ વળ્યો, તેથી તે નાશી શકયો નહિ એટલે નિરાશ બની, ફૂલ સાથે લડવા તૈયાર થયો. સીકાને સિમાડે ફૂલ અને ધરણ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ જામ્યું. પરિણામે જામફૂલ જીત્યો અને ધરણ વાઘેલો માર્યો ગયો, એટલે ફૂલે તેનું રાજ્ય ખાલસા કર્યું

ધરણના ચહેરાનો ભાગ કાયમ રહે, તેની રીતે શરીરની ચામડી ઉતરાવી, તેનો ચાકડો સીવડાવી, દીવાનખાનામા ચોપડ રમવાની જગ્યાએ પાથરણા નીચે તેને રખાવી, ઘેણુવાઘેલી સાથે ફૂલ રમવા બેઠો, ત્યારે રાણી ફરી અભિમાનથી બોલી: "ઢળ પાસા જેમ ધરણના ઢળ્યા" આ સાંભળી ફૂલે ઉત્તર આપ્યો, કે "જીલો ઉપાડી જુઓ, તો ખબર પડે, કે કોના પાસા સવળાં પડયા, ધરણના કે ફૂલના"?

રાણીએ જીલો ઉપાડયો, તો નીચે પિતાની ચામડીનો ચાકડો જોયો, તે દીલગીરી સાથે બોલી ઉઠી: "બાપદાદાનું વેર વાળવું, એ

ક્ષત્રિયોનો ધર્મ છે, પણ તમે મને મારા પિતાની ચામડી પર બેસાડી, તે અયોગ્ય કર્યું, હવે મારાથી જીવાય કેમ ?" આટલું કહી પોતાના પેટમાં કટાર મારી આઠ માસનું ગર્ભ હતું, તે બહાર કાઢી આપી, તેણે પ્રાણ ત્યાગ કર્યો, અને પેટમાં કટારનો ઘા કરી ગર્ભ બહાર કાઢી આપ્યું, તેથી તે કુંવર 'ધાઓ' કહેવાયો.

એક રમણીય પ્રભાતે કચ્છ નરેશ જામ ફૂલ બોલાડીગઢમાં મહેલની અટારીએ બેસી રાજમાર્ગપર આવતા જતા માણસો જોઇ રહ્યો હતો, એટલામાં ત્યાંથી પસાર થતી એક કુંવારી કન્યાપર તેની દ્રષ્ટિ પડી. તેને માથે દૂધની બે મટકી હતી, અને હાથે દશ ભેંસોની દોરી હતી, ત્યાં સામેથી બે ઘોડા તોફાન કરતા દોડયા આવતા હતા. તે જોતાં જ ભેંસોની દોરી પગની પેની નીચે દાબી, તોફાને ચડેલ ઘોડાઓને મુકા તમાચા મારી, પાછા હઠાવી, માર્ગને નિર્ભય બનાવી તે પોતાને રસ્તે પડી.

આ શૂરવીરતા સગી આંખે નિરખી જામ ફૂલ આશ્ચર્ય પામ્યો. એને પેટે પુત્ર થાય, તો નિઃશંક મહાપરાક્રમી અને મહા પ્રતાપી થાય. એમ વિચારી તેની સાથે લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો, અને રાજગોરને બોલાવી કન્યાના પિતા પાસે સગપણ માટે મૂકયો.

એ કન્યા જંગલમાં એકલી વિલાપ કરતી હતી. ત્યાથી કુડધર રબારી તેને પોતાને ઝૂંપડે લઇ આવ્યો હતો, અને તેનું નામ 'સોનલ' પાડી, સગી દીકરી કરતાં પે વધારે પ્રેમથી તેને પાળી પોષી મોટી કરી હતી. તેની સાથે જામ ફૂલે લગ્ન કર્યાં.

સંવત્ ૭૭૬ નાં કાર્તક સુદ ૨ ની પુણ્ય પ્રભાતે સોનલ રાણીને પેટે એક પ્રતાપી પુત્રનો જન્મ થયો. તેનું નામ લાખો ફૂલાણી.

આ વખતે જામ ફૂલ પોતાના શ્વસુર ધુલારા બાદશાહ પાસે બાંભણાસર હતો. ત્યાં પુત્ર જન્મની વધામણી મળતાં કચ્છ પાછા ફરવાની તેણે તૈયારી કરી.

પટરાણી સોનલની ઇર્ષા કરી, બીજી રાણીઓએ તેની વિરૂદ્ધ રાજાના કાન ભંભેર્યા તેથી જામ ફૂલને કુશંકા આવી, અને સતિ સોનલના સતિત્વ માટે વહેમ પડ્યો. આથી પ્રેમઘેલા ફૂલના પ્રેમમા કુશુપ આવવા લાગી, તે સોનલ દેવીથી સહન થઇ શકી નહિ તેના નિર્દોષ હૃદયે પતિના ચરણે વિજ્ઞપ્તિ ધરી, અને ક્ષમા યાચી, એટલે જામફૂલે શંકા પ્રદર્શિત કરી, અને નિવારણ માગ્યુ.

પતિની શંકા નિવારણાર્થે સતિ સોનલે નગરના નરનારીઓની સમક્ષ પોતાના પુત્ર લાખા સાથે ભભૂકતી ચંદન ચિતામા પ્રવેશ કર્યો, અને અગ્નિસ્નાન કરી, પોતાની પવિત્રતા સિદ્ધ કરી આપી.

બોલાડીના દરબારગઢમા સતિ સોનલે અગ્નિસ્નાન કર્યુ. તેથી જામફૂલે મિયાણીમા બીજો કિલ્લો બધાવ્યો, અને કારભારી અણગોરના નામ પરથી તેનુ નામ 'અણગોરગઢ' પાડ્યુ, અને ત્યા ગાદી સ્થાપી, રાજ્ય કરવા લાગ્યો.

જામ ફૂલને પાચ રાણીથી ૭ કુવર હતા' જામ ધુલારાની કુંવરીથી સાધ અને નિયત, ચાવડી રાણીથી સુર, સોઢી રાણીથી ખીંયરો, ઘેણ વાઘેલીથી વાઓ અને સોમલથી લાખો.

૭ ભાઇઓમા લાખો સૌથી તેજ અને ચપળ હતો. તેના શરીર સૌંદર્ય, બુદ્ધિ ચાતુર્ય અને વાણી માધુર્યથી બધા તેના પ્રતિ આકર્ષાતા. તેની ઉદારતા અને પરાક્રમના પ્રભાવે તે પ્રજાનો માનીતો થઇ પડ્યો હતો તે સાવકી માતાઓથી જોયું જતુ નહિ. તેમણે લાખાનું કાશળ કાઢવા તદબીર યોજી.

નિર્દોષ લાખાપર સોઢીરાણીએ બેઅદબીનું આળ ચઢાવ્યું. તે વાત સાચી માની લાખાને ઠપકો આપી, ફરી મોઢું ન બતાવવા જામ ફૂલે હુકમ કર્યો, તેથી લાખો પોતાના થોડા અનુચરો સાથે કચ્છ છોડી ચાલી નીકળ્યો.

વનરાજ ચાવડાની પાટણમાં તેના વંશનો રાજા સામંતસિંહ ચાવડો રાજ્ય કરતો હતો. તેના પ્રમાદથી રાજ્યમાં અવ્યવસ્થા પ્રવર્તતી હતી. તેના નિવારણ માટે રાજ્યને એક કાર્યદક્ષ અને રાજનીતિજ્ઞ પુરુષ જોઇતો હતો. ચોર, લૂટારાઓના ત્રાસે પ્રજા ત્રાસતી હતી, તેના રક્ષણાર્થે એક યોદ્ધાની જરૂર હતી.

આવા કટોકટીના સમયે લાખો ત્યા આવી ચડયો. રાજા અને પ્રજાએ તેને પ્રેમથી વધાવી લીધો, અને રાજ્યકારભાર તેના હાથમાં મૂક્યો, સૌ કહેવા લાગ્યાઃ 'પરમાત્માએ જ આ પુરુષને અહીં મૂક્યો છે.'

લાખાની અસાધારણ બુદ્ધિ શક્તિથી ફરી ગુજરાતમા સુખશાંતિ સ્થપાઈ. તેથી તે રાજા પ્રજા ઉભયનો માનીતો થઇ પડયો. એક રાજનીતિજ્ઞ અને સાચા સેનાપતિ તરીકે અદ્યાપિ પર્યંત લાખો ગુજરાતમા પ્રસિદ્ધ છે.

થોડાક વર્ષ પછી જામ ફુલ અણગોરગઢમા દેવ થયો, પાછળના કુંવરોમાં રાજ્ય ચલાવવાની બુદ્ધિ શક્તિ ન હોવાથી કચ્છમા અંધાધુંધી વ્યાપી, સાથે દૈવકોપે એક ભયંકર દુષ્કાળ પણ પડયો.

લૂટફાટ અને દુષ્કાળથી કચ્છી પ્રજા અકળાઇ ગઇ. તેણે અણહિલવાડ પાટણથી લાખાને બોલાવી, અણગોરગઢની ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો.

દેશવટે ગયેલ કુંવરને મનાવી લાવવા મહાજને લાખાની બાગ સખી ડાહી ડમરીને અણહિલવાડ પાટણ મૂકી. તેણે લાખાને બધી પરિસ્થિતિ સમજાવી અને કચ્છ આવવા આગ્રહ કર્યો.



# જામ લાખો ફૂલાણી

માતૃભૂમિના કરૂણાજનક સંદેશો સાંભળી લાખો સામંતસિંહ ચાવડાની રજા લઇ, કચ્છ આવ્યો, એટલે કચ્છી પ્રજાએ મોટી ધામધુમથી તેને અણગોરગઢની ગાદીએ બેસાડી, રાજ્ય લગામ હાથમાં સોંપી.

અણગોરગઢમાં પોતાપર ખોટો આળ ચડયો હતો, માટે ત્યાં રહી રાજ્ય ન કરતા કેરાનો કિલ્લો બંધાવી, ત્યાં રાજ્યગાદી સ્થાપી, તેણે ન્યાય નીતિ અને નિયમથી, કચ્છમા ફરી સર્વત્ર સુખશાંતિ પ્રવર્તાવ્યાં.

લાખો છૂટે હાથે ભાટ ચારણોને દાન આપતો, તેથી તેની ઉદારતાના ગીત સ્થળે સ્થળે ગવાતા હતા. વિદ્વાન પંડિતોને બોલાવી, મોટી મોટી દક્ષિણાઓ આપતો, તેથી તેની કીર્તિ દેશપરદેશમાં દૂર સુધી ફેલાઇ હતી.

કલ્યાણીના ભૂવડ સોલંકીના વંશમાં ભુવનાદિત્ય થયો, તેને ત્રણ કુંવર હતાઃ રાજ, બીજ, અને દંડક. પ્રભાસ સોમેશ્વર મહાદેવની યાત્રા કરી પાછા ફરતાં તેઓ અણહિલવાડ પાટણના રાજા સામંતસિંહ ચાવડાના મહેમાન થયા. તેણે તેમની ઘણી આગતા સ્વાગતા કરી, અને યુવરાજ કુંવર રાજની શૂરવીરતા જોઇ, પોતાની બેન લીલાવતી તેની સાથે પરણાવી આપી.

લીલાવતીને પેટે એક પુત્ર જન્મ્યો. તે મૂળ નક્ષત્રમાં જન્મ્યો, તેથી તેનું નામ મૂળરાજ પાડી રાજજ્યોતિષિએ ભવિષ્ય ભાખ્યું, કે "આ બાળક મામાના કુળનો નાશ કરશે."

આ બાળકને જન્મ આપ્યા પછી તરત જ લીલાવતી સ્વર્ગે સિધાવી. સ્ત્રી વિયોગે વલવલતો રાજ આત્માની શાંતિ અર્થે યાત્રા કરવા નીકળ્યો. શ્રી દ્વારકાં, નારાયણ સરોવર અને કોટેશ્વર મહાદેવની યાત્રા કરી પાછા ફરતી વખતે કચ્છનો કેરેકોટ જોવા આવ્યો. કચ્છ નરેશ લાખા ફૂલાણીએ તેનો અતિશય આદર સત્કાર કર્યો.

લાખાનો પ્યારો ઘોડો માંદો હતો, તેના માટે દેશપરદેશથી વૈદ્યો અને હકીમો આવ્યા, છતાં કોઇ તેનું દર્દ પારખી શક્યું નહિ, પણ રાજે દવા આપી, તરત જ ઘોડાને આરામ કરી આપ્યો. તેથી લાખે તેને ઇનામ માગવા કહ્યું, એટલે રાજે સગપણ માગ્યું, તે પ્રમાણે લાખે પોતાની બેન રાયાંજીને તેની સાથે પરણાવી. તેને પેટે એક પુત્ર જન્મ્યો, તેનું નામ 'રાખાઇત'.

એક દિવસે લાખો અને રાજ દિવાનખાનામાં ચોપડ રમતા હતા. રમતા રમતા લાખો અભિમાનથી કંઇક બોલ્યો, એટલે રાજે તેને સચોટ ઉત્તર આપ્યો. તે લાખાથી સહન ન થઇ શક્યું, તેથી લાખે રોષે ભરાઈ રાજનું માથું કાપી નાખ્યું, એટલે રાયાંજી પતિ પાછળ સતિ થઈ. માતા પિતાનો અકાળે વિયોગ થવાથી રાખાઇતને બહુ લાગી આવ્યું; પણ અવસર નહોતાં ભવિષ્યમાં ક્યારેક પિતાનું વેર વાળવાનો નિશ્ચય કરી, શાંત થયો.

પોતાને પુત્ર ન હોવાથી ભાણેજ રાખાઇતપર લાખો પુત્ર જેટલો પ્રેમ રાખતો, પણ રાખાઇત તેના પ્રેમમાં ન લોભાતા પિતાનું વેર વાળવા પોતાના ભાઇ મૂળરાજ પાસે અણહિલવાડ પાટણ ગયો. ત્યાં સામંતસિંહ ચાવડો રાજ્ય કરતો હતો. તેને પણ પુત્ર ન હોવાથી તે મૂળરાજને પોતાની પાછળ ગુજરાતની ગાદી મળે, એમ ઈરાદો રાખતો હતો, પણ તેના ચાવડા ભાયાતો અને દરબારીઓ તેની ઈચ્છાથી વિરૂદ્ધ હતા. તેથી મૂળરાજ અને રાખાઇત પોતાના કાકા બીજપાળ પાસે કનોજ ગયા, અને તેની સરદારી હેઠળ મોટું લશ્કર લઇ, ગુજરાત પર ચડી આવ્યા, અને મામા સામંતસિંહને હરાવી તેના આખા કુટુંબનો નાશ કરી મૂળરાજ પાટણનો રાજા થયો.

ચાવડાવંશનો આમ નાશ થઈ જવાથી પાડોશી રાજાઓને ગુજરાતનું રાજ્ય લઈ લેવાનો લોભ લાગ્યો. એક બાજુથી અજમેરના નાગોર અને બીજી બાજુથી તિલંગાનો સેનાપતિ મોટું લશ્કર લઇ, ગુજરાત-પાટણપર ચડી આવ્યા. બન્ને બાજુથી આમ ઘેરાઇ જતાં

મૂળરાજે પાટણ છોડી કચ્છ કથકોટના કિલ્લામા નાસી આવી, આશ્રય લીધો[1] પાછળથી લાગ ફાવતા અજમેરના નાગોરને તેણે સમજાવી પાછા વાળ્યા, અને પટાવતોને એકઠા કરી તિલગાના સેનાપતિને હાર આપી, તેની સેનાને નસાડી મૂકી, ફરી મૂળરાજ સોલંકી અણહિલવાડ પાટણમા નિર્ભયપણે રાજ્ય કરવા લાગ્યો

સવત્ ૧૦૦૩ મા ગિરનારની તળેટીમા વનસ્થલિ–વથલીમા ગ્રહરિપુ નામે એક રાજા રાજ્ય કરતો હતો તેણે આસપાસના રાજાઓને હરાવી રાજ્યસિમા વધારી હતી, અને સોમેશ્વર મહાદેવની યાત્રાએ આવતા જતા યાત્રાળુઓને લૂટી પુષ્કળ ધન એકઠુ કર્યું હતુ

એક રાત્રે ગુર્જરનરેશ મૂળરાજ સોલંકીને સોમેશ્વર મહાદેવે સ્વપ્નામા કહ્યું, કે પવિત્ર પ્રભાસ ક્ષેત્રમા ગ્રહરિપુ યાત્રાળુઓપર બહુ જુલ્મ ગુજારે છે, માટે તુ તેની સાથે લડી, તેનો પરાજય કર, હુ તારી સહાયમા છુ ” આથી મૂળરાજ સોલંકી સોરઠપર ચઢી જવાની બધી તૈયારીઓ કરવા લાગ્યો

ગુજરાતનો મૂળરાજ વનસ્થલિપર ચઢી આવવાનો છે, એવા સમાચાર સાભળી ગ્રહરિપુ પણ લશ્કર એકઠુ કરવા લાગ્યો, તથા મિત્રો અને ખડીયા રાજ્યોને મદદમા આવવા કહી મૂક્યુ કચ્છ નરેશ લાખો ફૂલાણી[2] ગ્રહરિપુનો દોસ્ત થતો હતો, તેને પણ ગ્રહરિપુએ મદદમા આવવા કહાવ્યુ

---

૧ રાસમાળા પ્રથમ ખડ

૨ રાસમાળામા લખ્યુ છે, “ ‘ લાખો ગ્રહરિપુનો મિત્ર હતો તે પણ તેને યુદ્ધમા આવી મળ્યો તેનુ તે રણસગ્રામમા મોત થશે એવુ જોશીઓએ તેનુ ભવિષ્ય ભાખ્યુ તો પણ રણનિત્રમા પડી વૈકુઠવાસ -રવાની તેને ઇચ્છા થઇ”

સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમા છે કે “ કચ્છનો લાખો ગ્રહરિપુનો દોસ્ત થતો હતો તેને જ્યોતિષિઓએ કહ્યુ ‘ ‘ તુ આ લડાઇમા મરીશ ’ તો પણ યુદ્ધ કરી સ્વર્ગે જવાની ઇચ્છાથી તે આવી પહોચ્યો ”

લાખાને કંઇ પણ સંતતિ ન હોવાથી પોતાના ભાઇ ઘાઆજીના કુંવર પૂંઅરાને રાજ્ય લગામ સોંપી, પોતાનું મોટું લશ્કર લઇ, પોતાના મિત્ર ગ્રહરિપુની મદદે ચડી ગયો, અને આટકોટ પાસે પડાવ નાખી ગુર્જર લશ્કરનો માર્ગ રોકી બેઠો.

જાનુમાલી નદીને કાંઠે આટકોટ પાસે મૂળરાજ અને ગ્રહરિપુના સૈન્યોનો સામસામો ભેટો થતાં કાપાકાપી ચાલી. ગ્રહરિપુ હાથીપરથી હેઠો પડ્યો, ને દુશ્મનોના હાથમાં સપડાયો. તેના સૈન્યપર નિરાશાના વાદળ ઘેરાયાં. આ વખતે લાખો પોતાના મિત્ર માટે જીવસાટે લડતો લડતો મૂળરાજ અભિપ જઇ, તેનાપર તલવાર વાળી કે તરતજ રાખાઇતિ[૧] આગનો ઘા કરી તેનું માથું હેઠે પાડ્યું.

આવી રીતે વર્ષો પહેલાં માબાપના અવસાન કાળે રાખાઇને લીધેલ પ્રતિજ્ઞા પ્રમાણે લાખાને મારી પિતાનું વેર વાળ્યું.

સંવત્ ૧૦૩૫ ના કાર્તિક સુદ ૩ ના મધ્યાન કાળે માથું પડ્યું, છતા નાગી તલવાર સાથે લાખો રણક્ષેત્રમાં શૂરો થયો, અને સૂર્યાસ્ત સમયે તેનું ધડ ઘોડાપરથી હેઠું પડ્યું, અને લાખો સ્વર્ગે સિધાવ્યો, એટલે યુદ્ધ વિરામ પામ્યું.

---

૧ મૂળરાજે લાખાને માર્યો એ વાત પણ શંકા ભરેલી છે. જોધપુર અને ઇડરના કુટુંબનો મૂળ્ી મારવાડનો શિયાજીરાજ મૂળરાજની બહેનની સાથે પરણ્યો હતો. તેણે લાખાને યુદ્ધમાં માર્યો, એમ તે તરફના ભાટ લોકો કહે છે—રાસમાળા.

# જામ પૂંઅરો.

જામ લાખા ફૂલાણીના આટકોટ પાસેના યુદ્ધમા દેવ થયા પછી કચ્છ કેરોકોટની ગાદીએ તેનો ભત્રીજો પૂંઅરો આવ્યો. તેણે પદ્દર-ગઢનો કિલ્લો બંધાવી, ત્યાં રાજ્યધાની સ્થાપી, અને રાજ્ય કરવા લાગ્યો.

એક દિવસે પૂંઅરો ઘુમલીના વીઅરની આથવાળી આવ્યો તેથી વીઅર ગુર્જર લશ્કર સાથે પદ્દરગઢપર ચડી આવ્યો, તેને પૂંઅરે સિંધના હમીરની સહાયથી હરાવી નસાડી મૂક્યો.

કળા અને કૌશલ્યના નમુના સમા• પદ્દરગઢના નાશ વિષે અનિહાસિક દંતકથા છે કે પદ્દરગઢના પાદરે રોમ દેશના ચાર ઋષિઓ તપશ્ચર્યા કરતા હતા. તેમણે એક મચ્છીમારને પુત્ર આપી જીવહત્યા ન કરવા શપથ લેવડાવ્યા.

આ વાતની પૂંઅરાની રાણી રાજેને ખબર પડતાં તેણે પણ ઋષિઓ પાસે પુત્ર આપવાની યાચના કરી, એટલે ઐહિક પ્રપંચમાં પડતાં, જપ તપમાં વિક્ષેપ પડશે, એમ વિચારી ઋષિઓએ ઉત્તર આપ્યો, કે "પુત્ર આપવો એ અમારૂં કામ નથી, તેતો જગતનિયંતાના હાથમાં છે." આ સાંભળી રાણી નિરાશ થઇ રાજ્યમહેલમાં રીસાઇ બેઠી.

ઋષિઓએ રાણીનું અપમાન કર્યું, તેથી પૂંઅરે તેમને લોઢાના ધગધગતા પાટાપર ચલાવ્યા, પણ અતિ શક્તિવાળા તપસ્વીઓને તેની કંઇ અસર થઇ નહિ, તેથી પૂંઅરાએ હઠ લીધી કે "ઋષિઓ પુત્ર માટે વરદાન ન આપે, ત્યા લગી, તેમના પર જુલ્મ કર્યા કરીશ."

• પ્રજાજનો અને દરબારીઓએ તેને તેમ ન કરવા ઘણો સમજાવ્યો, પણ તે કેમે કર્યો માન્યો નહિ. યોગ હઠ અને રાજ હઠ સ્પર્ધા પર ચડી હતી.

આ વખતે ગુજરાતમાં મૂળરાજ સોલંકી રાજ્ય કરતો હતો. તેણે પોતાના કાકા બીજ્પાળના મોટા લશ્કરની સહાયથી પાટણના

રાજા સામંતસિંહ ચાવડા તથા તેના રાજવારસ ,ભોંયણદેવ ચાવડાને કતલ કરી, ગુજરાતની ગાદી પચાવી પાડી હતી.

ભોંયણદેવના મૃત્યુ પછી ભટ્ટીરાણી બાર માસના કુંવર અહીવનરાજને લઇ જેસલમેર પોતાને પિયર જઇ રહી હતી, ત્યાં અહિવનરાજ મોટા થતાં પિતાનું ગયેલું રાજ્ય પાછું લેવા મૂળરાજ સોલંકી સામે બહારવટે ચડયો અને પાટણની સર્વોપરિતા સ્વીકારના કચ્છ અને સૌરાષ્ટ્રમાં તેણે પોતાની હાંક વગાડી.

'કચ્છી પ્રજા પૂંઅરાની રાજ્ય કારકીર્દિથી અસંતોષાઈ હતી, તેમાં ઋષિઓપરના અત્યાચારે વૃદ્ધિ કરી. તેમણે અહિવનરાજની મદદ માગી. તે એક ટુકડી લઇ કચ્છ આવ્યો, અને એક પ્રભાતે પદ્ધરગઢના રાજ મહેલના સ્નાન ગ્રહની દિવાલો તોડી નાખી. પૂંઅરો અંદર નહાતો હતો, તે પત્થરો નીચે દબાઇ મુઓ, પણ તરતજ રાજ• સૈન્ય ત્યાં આવી પહોંચ્યું. એટયે મામસામી કાપા કાપી ચાલી, તેમા અહિવનરાજની ટુકડીના બોંતેર જણ માર્યા ગયા.

ઋષિઓને રક્ષતાં પૂંઅરાનો અંત આણના કામ આવેલ બૌંતેર જણને પદ્ધરગઢના લોકોએ દેવ તરીકે પૂજ્યા. આજે પણ તેમની રક્ષક-યક્ષ તરીકે પૂજા થાય છે, અને પ્રતિ વર્ષે ત્યાં યાત્રા ભરાય છે.'

# કચ્છમાં ચાવડા અને સોલંકી

## અહિવનરાજ

થોડા વખત પછી અહિવનરાજ ચાવડે ફરી પદ્દરગઢપર હલ્લો કરી, તેનો નાશ કર્યો, અને સર્વત્ર વિજય મેળવી, કચ્છનો રાજા બની બેઠો, તેણે કચ્છના ૯૦૦ ગામોપર ચાવડા પતાકા ફરકાવી અને મોરગઢમાં ગાદી સ્થાપી, રાજ્ય કરવા લાગ્યો. તેણે સંવત્ ૧૦૬૫માં ગુર્જર નરેશ મૂળરાજ સોલંકીને ખંડણી આપી, પાટણની સર્વોપરિસત્તા સ્વીકારી.

ગુજરાતના રાજાઓની સર્વોપરિ સત્તા ઉપરાંત કચ્છમા થોડોક ખાલસા ભાગ પણ હશે, એમ ગુર્જર પતિના કરી આપેલા નીચેના તામ્રપટ[1] પરથી સિદ્ધ થાય છે.

" (સોલંકીશક) સંવત્ ૯૩ ચૈત્ર સુદી ૧૧ રવેઉના દિવસે અણહિ-
" લવાડ પાટણ મધ્યે સર્વરાજ મંડળથી શોભાયમાન મહારાજાધિરાજ
" શ્રી ભીમદેવે પોતાના ભોગવટાના કચ્છ દેશમાં રહેનાર સર્વરાજ-
" પુરુષોને તથા તે દેશમાં વસનાર બ્રાહ્મણાદિ સર્વ માણસોને ખબર
" આપે છે કે આજ સંક્રાન્તિપર્વણી દિવસે સૂર્યની રાશી બદલે છે.
" તે વખતે ચરાચર ચેતન, જડના પેદા કરનાર ભગવાન જે પાર્વતિ
" પતિ મહાદેવ જેને પૂજી સંસાર નાશી મિથ્યા અસત્ છે, એમ
" વિચારી, પ્રસન્નપુરના રહેવાશી કવિ બ્રાહ્મણ વ્યાસ દામોદરસુત
" ગોવિંદને વાવ બેની જમીન ખેડવાણ ધાનના પાકને લાયક એક
" સાતીની દાનમાં આપી તેનો માલીક બ્રાહ્મણ દામોદર છે. વાવની
" દક્ષિણ તરફ વેકરીયા ક્ષેત્ર, આથમણી બાજુએ મહેશ્વર સહીત
" મમાણાગામ, વાવની ઉત્તર દિશાએ માર્ગ, એ રીતે ચતુર્દિશા
" સહીત આ ભૂમિને જાણી અમારા વંશવાળાઓએ, તથા આગળ

---

૧ કચ્છ દેશનો ઇતિહાસ. પાના ૧૮—રાસમાળા પ્રથમ ખંડ પાના ૧૩-૧૪

" થનારા બીજા રાજાઓએ અમારી આપેલી પાળી આપવી. તેવિષે
" ધર્મશાસ્ત્રનું વચન છે. ભૂમિદાનનો આપનાર સાઠહજાર વર્ષ સ્વર્ગમા
" વસે છે. તેમ જ તેને ઉત્તેજન આપનાર અને પાળી આપનાર
" પણ સ્વર્ગમાં વસે છે. લખીતંગ કાયસ્થ કાયામન સુત ટકેશ્વર
" કોતરનાર સધિવિગ્રહિકચંદ શર્મા."

ઇ. સ. ૧૦૨૪મા મહમ્મદગીઝની લિંદપર ચડી આવ્યો, ત્યારે અણહિલવાડ પાટણને તેણે ઘેરો ઘાલ્યો, તે ઉઠાવવા ભીમદેવના પ્રયત્નો નિષ્ફળ ગયા, તેથી ઇસ્લામી સેના વચ્ચેથી નાશી કચ્છમા કથકોટના કિલ્લાનો આશ્રય લીધો હતો. સોમનાથની મૂર્તિનું ખંડન કરી, મહમ્મદ ત્યા પૂઠ લેતો આવી પહોચ્યો, કે તરત ભીમદેવ પાછો નાઠો, તેથી બાદશાહી સેનાના હાથમા કિલ્લાનો કબજો સહેલાઇથી આવી ગયો, એટલે શહેરમા મોટી લૂટ ચલાવી, તે પાછો ફર્યો.

અહિવનરાજના વંશમા સંવત્ ૧૦૬૫થી સવત ૧૨૦૩ સુધી એટલે ૧૩૮ વર્ષ લગી કચ્છનું રાજ્ય રહ્યું. તે ચાવડા વશના છેલ્લા રાજા પૂંજાજી પાસેથી સિંધથી આવી લાખા જાડેજાએ કચ્છનું રાજ્ય કબજે કરી, પોતાના જોડીયા ભાઇ લાખિયારના નામથી લાખિયારવીઅરા ગામ વસાવી, ત્યાં રાજ્યધાની સ્થાપી, રાજ્ય ચલાવવા લાગ્યો.

વીર વિક્રમની બારમી શતાબ્દિની પહેલી પચીસીના અસ્તકાળે કચ્છ થર પરગણાનો વીર વેહીહામ મકવાણો મરણ પથારીએ પડ્યો પડ્યો અકળાતો હતો. તેનો જીવ કેમે કરી છુટતો નહિ. તેથી નાનાકુંવર કેસરે કહ્યું, "પિતાજી શાત થાઓ, અને જીવનની છેલ્લી ઇચ્છા જણાવી સદ્ગતિ પામો." આ સાભળી છેલ્લા શ્વાસ લેતો મકવાણો બોલ્યો: "અમીર સુમરા સાથે લડી સિંધ જીતી લેવાની ઇચ્છા હતી, પણ મરણ કાળ લગી પૂરી થઈ નહિ, હવે તેના ઘોડા શાની મારા તેરમાને દિવસે ભાટોને દાનમા આપવાનું પાણી આપો, તો મારો જીવન સદ્ગતિ પામે." એટલે કેસરે પિતાના હાથમા

પાણી આપ્યુ, કે તરત જ શૂરો સરદાર સ્વર્ગે સિધાવ્યો, અને કેસરે બીજે દિવસે પોતાના માણસો સાથે સિંધનો માર્ગ લીધો. અમીરના ઘોડા લાવી, તેરમાને દિવસે કીર્તિગઢના ભાટોને દાનમા આપ્યા

કેસર બીજીવાર ઉંટડીઓ વાળી આવ્યો, અને ત્રીજીવાર રાજ-રમણીઓ હરી લાવ્યો, ત્યારે અમીરે લડાઇના કહેણ મોકલા, પણ આવવામા ઢીલ કરી, તેથી કેસરે સામુ પૂછાવ્યુ, કે "લડવા કેમ આવતા નથી." એટલે અમીરે ઉત્તર આપ્યો કે, "તમારી જમીન ખારી છે, માટે લશ્કરના ખાવાપિવાના સાધનો એકઠા કરવામા વિલબ થાય છે" આના જવાબમા કેસરે કહાવ્યુ કે "એક હજાર એકર જમીનમા ઘઉં વવડાવુ છું, અને પાણીનો પ્રબંધ કરૂ છુ, માટે હવે નિઃસકોચે લડવા આવો આ સાભળી અમીર મોટું લશ્કર લઇ ચઢી આવ્યો તેમા કેસર બહાદુરીથી લડતા માર્યો ગયો, અને સિંધીઓએ વિજય મેળવ્યો, એટલે કેસરનો કુવર હરપાળ પોતાન થોડા માણસો સાથે પોતાના મામીઆઇ ભાઇ ગુર્જર નરેશ કરણ સોલંકી પાસે નાશી ગયો

અમીર સુમરે[1] કીર્તિગઢનો કબજો લીધો પણ સુમરીઓ તે રાજપુતાણીઓ સાથે અગ્નિસ્નાન કરી બળી ગઇ હતી, તેથી અમી આવ્યો તેવો સિંધ પાછો ફર્યો

આ વખતે ગુજરાતમા કરણ સોલકી મોટા યુદ્ધ કરી રહ્યો હતે તેમા હરપાળની મોટી મદદથી વિજય મેળવ્યો, તેથી ગુર્જરપતિ એ તેન

---

નોધ—૧ હમુક એ સિંધનો હમીર સુમરો બીજો હોવો જોઇએ ક ગુર્જરપતિ ભીમદેવ સોલંકી અને તેનો સમય એકજ છે. હમીર સુમરે ક તાબામા કીર્તિગઢના કેસર મકવાણાને માર્યો, અને તેનો કુવર હરપાળ ત્યા નાશી અણહિલવાડ પાટણના રાજા ભીમદેવના પુત્ર કરણ સોલંકીને શ આવ્યો. ત્યા તેણે ઇનામમા ઝાલાવાડ પ્રાત મેળવ્યો રાસમાળા પ્રથમ પાના ૧૨૨

પર પ્રસન્ન થઈ વરદાન આપ્યુ, ત્યારે એક રાતમા તોરણ બાંધી શકાય તેટલા ગામ ઈનામમાં આપવાનું હરપાળે માગી લીધું. તે પ્રમાણે સાંજ પડે હરપાળ અને તેની સ્ત્રી શક્તિદેવી ઘોડી ઉપર બેશી એકસાર ગામને દરવાજે તોરણ બાંધી સવારે પાછા ફર્યો, એટલે કરણ રાજાએ તે ગામો હરપાળને બક્ષિસમાં આપ્યા, એટલે અણહિલવાડ પાટણ છોડી હરપાળ પાટડી ગયો, અને ત્યા રાજ્યગાદી સ્થાપી રાજ્ય કરવા લાગ્યો.

હરપાળને શક્તિદેવીથી ચાર સંતાનો હતાં સોઢો. માંગુ, સખરો અને ઉમાદેવી. એક દિવસે તેઓ મહેલના ચોકમાં રમતા હતા, ત્યારે તોફાને ચડેલ હાથી ત્યાં આવી ચડ્યો, એટલે અટારીએ બેઠેલી શક્તિદેવીએ હાથ લાંબો કરી, તેમને ઝાલી લીધા, તે પરથી એ છોકરા 'ઝાલા' કહેવાયા, અને તેના વંશજો અદ્યાપિ પર્યંત ઝાલા કહેવાય છે.

કચ્છ કીર્તિગઢાધિપતિ કેસરના કુંવર હરપાળે ગુજરાતમા ન્યાય અને નીતિએ રાજ્ય ચલાવી પોતાની કીર્તિ ફેલાવી હતી.

ગુજરાતની ગાદીએ મૂળરાજ સોલંકી પછી તેના વંશનો પાચમો રાજા કરણ સોલકી પોતાના કુંવર સિદ્ધરાજને સગીર મૂકી સ્વર્ગે સિધાવ્યો. કુંવર ઉંમરે આવ્યો, ત્યાં સુધી તેની મા મીનળદેવીએ ગુજરાતનું રાજતંત્ર રૂડી રીતે ચલાવ્યુ, પછી સિદ્ધરાજે રાજ્યલગામ હાથમાં લીધી, તેની કારકીર્દિ ઉજ્જ્વલ કહેવાઇ. તે નિર્વંશ જતાં તેના પિત્રાઇ ભાઈ ત્રીભુવનપાળનો કુંવર કુમારપાળ ગાદીએ આવ્યો. તેણે પોતાના માસીઆઇ ભાઇ અરણોરાજને વાઘેલ ગામ બક્ષિસમાં આપ્યું. તેથી તેના વંશજો વાઘેલા અથવા વાઘેલવાળા કહેવાયા. તેમણે અરણોરાજ પછી ધોળકાને રાજ્યધાની બનાવી.

અરણોરાજ પછી કુંવર લવણપ્રસાદ અને તેના પછી કુવર વીરધવળ ધોળકાની ગાદીએ આવ્યો. તેણે અસાધારણ શૌર્ય અને

વીરતાથી સૌરાષ્ટ્રના નાનાં નાના રાજ્યોને હરાવી રાજ્યવૃદ્ધિ કરી, કચ્છ તરફ દ્રષ્ટિ ફેરવી.

આ વખતે કચ્છ ભદ્રેશ્વરમા ભીમસિંહ પઢિયાર રાજ્ય કરતો હતો. તેના દરબારમા અનંતપાળ, ત્રીલોકપાળ અને સામંતપાળ નામે શૂરા સરદારો હતા. તેઓ પહેલા ધોળકા નોકરી માટે ગયા હતા, પણ ભારે પગાર માગવાથી વીરધવળે તેમને મહેમાનગિરીમાં એકેક પાનનું બીડું આપી, વિદાય કર્યા હતા.

સૌરાષ્ટ્રપતિ નોકરીએ ન રાખી શક્યો, એમને ભદ્રેશ્વરપતિએ રાખ્યા. એ વાત વીરધવળ વાઘેલાને ખૂંચી, તેણે ભીમસિંહ પઢિયારને લડાઇના કહેણ મૂક્યા.

વનરાજ ચાવડાના વંશજ અહિવનરાજે કચ્છમા ૯૦૦ ગામ, પર ચાવડા સત્તા સ્થાપી હતી. તેના વંશનો ભૂવડ ચાવડો આ વખતે મોરગઢમા રાજ્ય કરતો હતો, તે ભીમસિંહની મદદે પોતાનું લશ્કર લઇ આવતો હતો. માર્ગમાં વીરધવળ સાથે તેનો ભેટો થતાં, તેને ભદ્રેશ્વર તરફ આગળ વધતા અટકાવવા તેણે પ્રયાસ કર્યો. એટલે યુદ્ધ થયુ, તેમાં ભૂવડ માર્યો ગયો. તેની યાદગિરીમાં એ જગ્યાએ એક શહેર વસાવી ભીમસિંહે તેનું નામ ' ભૂવડ ' પાડ્યું.

ભૂવડને મારી વીરધવળ આગળ વધ્યો. પંચગામ પાસે કચ્છી રાજપુત રાજાઓના સૈન્ય સાથે ભીમસિંહ પઢિયાર પડાવ નાખી પડ્યો હતો. ત્યાં યુદ્ધ શરૂ થયું, સામસામી કાપાકાપી ચાલી, અનંતપાળ, ત્રીલોકપાળ અને સામંતપાળ ગુર્જર સૈનિકોને સંહારતા છેક સૌરાષ્ટ્ર પતિના અંગપર જઇ પહોંચ્યા, પણ તેમને વીરધવળની મહેમાનગિરીનું બીડું યાદ આવતાં, તેને જીવતદાન આપ્યું, અને ઘોડાપરથી તેને હેઠો ઉતારી તેનો ઘોડો ભીમસિંહ પઢિયાર પાસે હાજર કર્યો.

ભીમસિંહ પઢિયારે વીરધવળને તેની વીરતા માટે તેનો ઘોડો પાછો આપ્યો, અને તેની સાથે મૈત્રી સંબંધ બાંધ્યો, એટલે વીર

ધવળ ભદ્રેશ્વરમા પોતાના કુંવર વીસલદેવને રાખી સ્વદેશ પાછો ફર્યો

ભીમસિંહ પઢિયારના મૃત્યુ પછી તેના કુંવર પાસેથી વીરધવળના કુંવર વીસલદેવે થોડુંક રાજ્ય પચાવી પાડ્યુ, અને કચ્છમા વાઘેલા સત્તાની સ્થાપના કરી, તે સવત્ ૧૨૩૦ મા દેવ થયો.

ગુજરાતની ગાદીએ કુમારપાળ પછી અજયપાળ, બાળ મૂળરાજ અને ભીમદેવ બીજો એમ અનુક્રમે આવ્યા ભીમદેવ ' ભોળો ભીમ ' કહેવાતો, તેણે દિલ્હીપતિ પૃથ્વીરાજ ચૌહાણ સાથે લડાઈ કરી હતી, તેમા પૃથ્વીરાજની મદદે કચ્છનો રાજા ગયો હતો, એમ કહેવાય છે

# પહેલો જાડેજો

સંવત ૧૨૦૩-૧૨૩૧ ઈ. સ. ૧૧૪૭-૧૧૭૫

જામ ઉન્નડના ખુન પછી ગોડરાણીએ યુવરાજ કુંવર સમાને સિંધના સિંહાસને બેસાડયો, તેના પછી સિંધની ગાદીએ કાકુ, રાયધણુ, પ્રતાપ, સંઘભડ, અને જાડો આવ્યા. છેલ્લા રાજાને સંતતિ ન હોવાથી પોતાના ભાઇ વરૈયાના કુંવર લાખાને તેણે દત્તક લીધો, તેથી લાખો 'જાડાનો' અથવા સિંધી ભાષા પ્રમાણે 'જાડેજો' કહેવાયો.

લાખાને દત્તક લીધા પછી એકાદ વર્ષે જાડાને ત્યાં પણ પુત્ર અવતર્યો. તેનું નામ 'ધાઓ' પડ્યું.

જામ જાડાના સ્વર્ગવાસ પછી લાખા અને ધાઓ વચ્ચે રાજગાદી માટે લડાઇ થઇ, તેમા હારી જતાં લાખો પોતાના જોડીયા ભાઇ લાખિયાર સાથે કચ્છ નાશી આવ્યો. ત્યારે અહિવનરાજ ચાવડાના વંશજો કચ્છના મોટા ભાગપર રાજ્ય કરતા હતા, તે સિવાય પઢિયાર, વાઘેલા ઇત્યાદિના પણ કચ્છમાં નાના નાના રાજ્યો હતાં.

ચાવડા વંશનો પંદરમો રાજા પૂંજોજી નબળો હતો. તેની સાથે લડી લાખે તેનું રાજ્ય જીતી લીધું, અને કચ્છમાં ફરી સમા સત્તા સ્થાપી. સંવત્ ૧૨૦૪ માં મિયાણી પરગણામાં ધાણેટી ગામ વસાવી, તેને રાજધાની બનાવી, રાજ્ય ચલાવવા લાગ્યો, પણ પાછળથી પોતાના ભાઇ લાખિયારને અમર કરવા પદ્ધગઢની પાડોસમાં એક વીડા પાસે તેના નામપરથી એક ગામ વસાવી, ત્યાં રાજગાદી લઇ ગયો.

લાખિયારને સાત કુંવરી હતી. તેમના માટે યોગ્ય વર શોધવા કુળગોર લાંબા સમય સુધી સર્વત્ર ફર્યો, છતાં એકે કન્યાનું સગપણ

કર્યાં વિના લાખિયારવીઅરે પાછા આવ્યા. તેથી ખિન્ન હૃદયે લાખો અને લાખિયાર બોલ્યાઃ "યોગ્ય વરોને અભાવે આપણે ખંડીયા રાજાઓને કન્યા આપી નમવું પડશે." આ સાંભળી સાતે કુમારીઓનું કુળાભિમાન-ભભૂકી ઉઠયું. તેમણે અગ્નિસ્નાન કરી, કુળગૌરવ જાળવી રાખ્યું. આ વખતથી જાડેજાઓમાં કન્યાઓને જન્મતાં જ દૂધ પીતી કરવાનો દુષ્ટ રિવાજ નીકળ્યો કહેવાય છે.

સંવત્ ૧૨૩૧ માં અઠ્ઠાવીસ વર્ષ રાજ્ય કરી કચ્છમાં સમા સત્તાની ઈમારત ચણી, પાછળ રાયધણ નામે કુંવર મૂકી લાખો સ્વર્ગે સિધાવ્યો.

# જામ રાયધણજી

સંવત્ ૧૨૩૧-૧૨૭૧ ઇ. સ. ૧૧૭૫-૧૨૧૫

લાખા જાડેજાના દેવ થયા પછી લાખિયારવીઅરાની ગાદીએ યુવરાજ કુંવર રાયધણજી આવ્યો. તે વખતે કચ્છમાં જત લોકોનું પરિબળ ઘણું હતું. તેઓને હરાવી રાયધણજીએ રાજ્ય નિષ્કંટક કર્યું. તેમને ત્રણ રાણીથી પાંચ કુંવર હતા: માનીતી સોઢીથી દેદો, ઓઠો અને ગજણ, બીજીથી હોથી અને ત્રીજીથી પોયલો. તેમની વચ્ચે અરસપરસ ક્લેશ રહેતો હોવાથી, તેણે પોતાને જીવતે માતંગદેવને હાથે સંવત્ ૧૨૫૬ માં તેમને રાજ્યની વહેંચણી કરી આપી.

નાના ઓઠા પર પિતાનો વિશેષ પ્રેમ હોવાથી તેને એક પાંતિમાં લાખિયારવીઅરાની રાજગાદી અને આસપાસનો પ્રદેશ, મોટા દેદાને બે પાંતિમાં કચ્છનો પૂર્વભાગ, સીક્રાથી ઉગમણી તરફ વાગડ, મચ્છુ કાંઠો અને અંજાર ચોવીસી; ગજણને એક પાંતિમાં વેઆર નામના ડુંગરથી આથમણી તરફનો ભાગ, હોથીને બંદરા ઇત્યાદિ બારગામ અને પોયલાને ગિરાસમાં જુડબ અને કુનબ એ બે ગામ.

ઉપર પ્રમાણે વહેંચણી કરી આપ્યા પછી સંવત્ ૧૨૭૧ માં જામ રાયધણ દેવલોક પામ્યા.

❧

# જામ ઓઠાજી

સં ૧૨૭૧-૧૩૧૧ ઇ સ ૧૨૧૫-૧૨૫૫

જામ રાયધણજીના સ્વર્ગવાસ પછી પાંચે ભાઇઓએ પોતપોતાની પાંતિએ આવેલો ભાગ સંભાળી લીધો. જામ ઓઠો પારનગર લાખિયારવીઅરની ગાદીએ રાજ્યારૂઢ થયો. દેદો કંથકોટના રાજ્યાસને બેઠો, રાજણે બાડાને રાજ્યધાની બનાવી, હોથી ગજોડની ગાદીએ આવ્યો, અને પોતાને જુડસ અને કુનરનો ગિરાસ સંભાળી લીધો.

નાના ભાઇઓને લાખિયારવીઅરની ગાદી નગરથી બીજા ભાઇઓને માટે તો નજીક, પણ કંથકોટ, ગજોડ અને જુડસ દૂર હોવાથી, દેદો, હોથી અને પોયનો કાળે કરી વાત વીસરી ગયા, પણ બાડાપતિ રાજણે વાત ધ્યાનમાં રાખી.

બાડાપતિ રાજણને બે કુંવર હતા હાલોજી અને જેહોજી. પિતાના સ્વર્ગવાસ પછી હાલાએ નાના જેહાને કાઢી ગિરાસમાં ન આપતાં પિતાની પાંતિપર રાજ્ય કરવા લાગ્યો, તેના નામપરથી તે પ્રદેશ 'હાલાર' કહેવાયો. જેહો રિસાઇને કાકા ઓઠા પાસે લાખિયારવીઅરે જઈ રહ્યો. ત્યાં તેને અબડો અને મોડ નામે બે પુત્ર થયા.

જામ ઓઠો ચાલીશ વર્ષ લગી રાજ્ય કરી ત્રણ કુંવર ઘાઓ ધનજી અને સ્પાડને મૂકી સંવત્ ૧૩૧૧ માં ગેર થયો.

# જામ ઘાઓજી

સંવત્ ૧૩૧૧-૧૩૪૧ ઇ. સ. ૧૨૫૫-૧૨૮૫

જામ ઓઢાજીના દેવ થયા પછી યુવરાજ કુંવર ઘાઓજી લાખિયારવીઅરાની ગાદીએ આવ્યા, તેમણે પ્યાજીને સુખસાલુ, ઘાઉડો તથા માનકુવો અને ધન્નજીને ભાટીયા વગેરે આપ્યા.

ઓઢો નાનો છતાં તેના વંશજો લાખિયારવીઅરાની ગાદીપર રાજ્ય કરે, એ ગજણ વંશજો સાંખી શક્યા નહિ, તેથી બન્ને વંશો વચ્ચે નિરંતર ટંટા થયા કરતા. હાલાનો યુવરાજ કુંવર રાયધણ જત લોકોને સહાય આપી, ઘાઓજીને કનડવા લાગ્યો, પણ ઘાઓજીની મદદે અબડો અને મોડ હોવાથી, તે વધારે ફાવતો નહિ. આ વખતે કચ્છમાં સાર્વભૌમ સત્તાનો અભાવ હતો. 'મારે તેની તલવાર'નો જમાનો હતો. અધુરામાં પુરૂં સંવત્ ૧૩૧૫માં દેવ કોપે ભયંકર દુષ્કાળ પડ્યો, એટલે કચ્છી જનતા અન્ન વસ્ત્રને અભાવે પીડાવા લાગી.

આ વખતે ભદ્રાવતી નગરીનો જળવ્યાપાર વિકાસની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. ભદ્રેશ્વરના વહાણો એશિયાના મુખ્ય બંદરોએ આવતા જતા, ભદ્રેશ્વરના વેપારનો જગડુશા પિતા હતો. તેણે દુષ્કાળ પિડિત કચ્છને ઉગારી લીધો. જાહેર બાંધકામો કરાવી તેણે લાખો કચ્છીઓને અન્ન વસ્ત્ર પૂરાં પાડયાં, એટલું જ નહિ, પણ હિંદના કિનારાના બીજા પ્રદેશો માટે પણ અન્નવસ્ત્રનાં વહાણો ભરી મૂકયા.

સંવત્ ૧૩૧૫, એ 'પનરોતેરા'ના દુષ્કાળ વખતે જગડુશાએ વોરાવટમા વાઘેલા રાજા પાસેથી ભદ્રેશ્વર સ્વાધીન કરી, ત્યાં શ્રી મહાવીર પ્રભુના પુરાણા દહેરાનો જીર્ણોદ્ધાર કરાવી, તેની આસપાસ બીજાં પચાસ દહેરાં બંધાવ્યાં, કચ્છમા નેમી માધવ, કુનરીયામા હરિશંકર, કાઠીયાવાડ મધ્યે વવાણીયામાં વીરનાથ અને ટાકમા મહીના

મંદિરો ચણાવ્યા, અને કચ્છ કાઠીયાવાડમાં કેટલાયે વાવ કુવા અને ધર્મશાળા બંધાવી, પાણીના પરબો અને અન્નક્ષેત્રો ઉઘાડયાં.

જામ વહેણજીને રાજ્યગાદી, ખનેરને ગામ બાડી ઇત્યાદિ, વસણજીને ગામ લોંદી તથા બાંડીયો, જુદાને ઉમૈયું, ખટાઉ, જુણચા, ધુણી ઇત્યાદિ, લાખડજીને લોરીઓ અને આમરજીને ગામ બાડી વગેરે, એવી રીતે પોતાના ૭ કુંવરોને પોતાના ગિરાસની પાંતિ કરી આપી, ત્રીસ વર્ષ રાજ્ય કરી સંવત્ ૧૩૪૧ માં જામ ધાઓજી સ્વર્ગે સિધાવ્યા.

# જામ વહેણજી

સવત્ ૧૩૪૧-૧૩૭૭-ઈ સ ૧૨૮૫-૧૩૨૧

જામ ધાઓજીના દેવ થયા પછી યુવરાજ કુંવર વહેણજી ગાદ્યારૂઢ થયો, અને લાખીયારવીઅરાની રાજ્યલગામ હાથમા લીધી, એટલે ગજણનગર રાયધણે તેની સાથે દુશ્મનાવટ જારી રાખી તેણે પોતા સાથે જત, બોરીચા અને કાઠીઓને લઇ, વહેણજી સાથે 'પોયણી'ની સરહદ બાબત ટટો ઉભો કરી, લડાઇ જાહેર કરી, પણ ફરી અબડા અને મોડે તેને ફાવવા દીધો નહિ, તેથી તેમને સમજાવી, તેમના પિતાની પાતિનો ગિરાસ પાછો આપ્યો, અને હમેશને માટે આડખીલી દૂર કરી

અબડો અને મોડ પિતાની પાતિનો ગિરાસ લઇ, ત્યા રાજ્ય કરવા લાગ્યા અબડાના નામ પરથી તે પ્રદેશ અબડાસો કહેવાયો તેમના ગયા પછી વહેણજીને લાખિયારવીઅરે રાજ્યધાની ગમ્મતી ભારે પડી, એટલે તેણે સ્વરક્ષણાર્થે હમાય ડુગરપર રાજ્યગાદી સ્થાપી, અને ત્યાથી ગાયધણપર અવારનવાર હલ્લા કરવા લાગ્યો તેથી રાયધણ કટાળી નમી પડ્યો, અને વિષ્ટિ માગી, પણ વહેણજી એ સમાધાની કરવા ના પાડી, એટલે એક મોટી લડાઇ થઇ, તેમા વડસર પાસે રાયધણ માર્યો ગયો

**અબડા અડભંગનું ધર્મયુદ્ધ**

ઉત્તરાવસ્થાને કાંઠે બેઠેલો અબડો અબડાસામા રાજ્ય કરતો હતો લડાઇઓ કરી, તેણે અજીત-અડભગ પદ મેળવ્યુ હતુ સવત્ ૧૩૭૦મા સિંધના ઘોઘા સુમરા પર દિલ્હીપતિ અલાઉદ્દીન ખિલજીએ ચડાઇ કરી, ઉમરકોટને ઘેરો ઘાલ્યો નવયુવાન સુમરા સૈનિકોએ કરી શકાય ત્યા લગી કિલ્લાનુ રક્ષણ કરી, અને કેસરીયા કર્યા, તેમા ઘોઘો માર્યો ગયો, તેથી બાદશાહે કિલ્લો કબજે કર્યો, પણ ત્યા એકે સુમરી રાજરમણી દીઠી નહિ

એકમો ચાલીસ સુમરીઓાં સ્વરક્ષણાર્થે અબડા અડભંગને શરણે કચ્છ નાશી ગયાની વાત સાંભળી બાદશાહે સૈન્ય સહીત તેમની પૂંઠ લીધી.

વડસરને પાદરે પડાવ નાખી અલાઉદ્દીને સુમરીઓ સોંપી આપવા અબડાને કહાવ્યું, પણ અબડે શરણે આવેલના રક્ષણાર્થે સર્વસ્વની આહૂતિ આપવાની તૈયારી કરી હતી, તેથી શરણાગત અબળાઓને સોંપવાની ના પાડી, એટલે લડાઇ થઇ, તે પાંચ પખવાડીયાં લગી ચાલી, તેમાં કેટલાયે કચ્છી લડવૈયા સાથે અબડો અમરતાને પામ્યો, અને ' ધર્મયુદ્ધ ' વિરામ્યું.

કચ્છી રાજપુતાણીઓ સાથે સુમરીઓએ પણ અગ્નિસ્નાન કરી, શિયળની રક્ષા કરી, તેથી અલ્લાઉદ્દીન નિરાશ થઇ રણમાર્ગે દિલ્હી પાછો ફર્યો.

# જામ મૂળવોજી

સંવત્ ૧૩૭૭-૧૪૦૩-ઈ સ ૧૩૨૧-૧૩૪૭

જામ વહેણજીના સ્વર્ગવાસ પછી યુવરાજ કુંવર મૂળવોજી સંવત્ ૧૩૭૭મા લખાયની ગાદીયે આવ્યો તેણે પોતાના નાના ભાઇ દેશળજીના કુંવર વહેણજીને ગિરમમા રાવળેશ્વર પ્રવેશ્વર, જેનુમા ઘધોણો ઇત્યાદિ ગામો આપ્યા

મૂળવોજી શરીરે બહુ નબળો હતો તેની અશક્તિનો લાભ લેવા ગજણવશનો આરમો રાજા હરપાળ કાઠી, જત અને ખેરીચાની સહાયથી લખાયપર અવારનવાર આક્રમણ કર્યા કરતો

આ વખતે મામૈદેવ જુનાગઢથી કચ્છ આવ્યો હતો તેની પાસે મૂળવાજીએ રોગ દૂર કરવાની યાચના કરી, તેથી તેમણે ઔષધિ આપી અશક્તિ દૂર કરી, એટલે મૂળવાજીએ હરપાળ અને તેના સહાયક જતલોકોપર ચડાઈ કરી તેમનો પરાજય કર્યો

કચ્છમા કાઠીઓનુ પરિબળ વૃદ્ધિ પામ્યુ હતુ વળી કચ્છના વાઘેલાઓની તેમને સહાય હતી, ઉમી વાઘેલો તેમનો નાયક હતો તેની સરદારી હેઠળ કાઠીઓએ મૂળવાજી સાથે યુદ્ધ કર્યુ, તેમા તે માર્યો ગયો તેને ત્રણ કુંવર હતા બાગાચ, કાયો અને રેનડીયો



# જામ કાંયોજી

સંવત્ ૧૪૦૩–૧૪૭૦ ઇ. સ. ૧૩૪૭–૧૪૧૪

જામ મૂળવાજીના મૃત્યુ પછી કાયોજી હબાયની ગાદીએ આવ્યો. તેણે પોતાના વેરની વસુલાત અર્થે કાઠી અને વાઘેલા સાથે યુદ્ધ કર્યું, અને તેને હરાવી કચ્છમાથી હાંકી કાઢયા.

કાંયોજી ૬૭ વર્ષ રાજ્ય કરી પોતાની પાછળ આમર, વેરાર, નાગીઓ, પંચારીયો, અને ઉસ્તીઓ એમ પાંચ કુંવર મૂકી સ્વર્ગે સિધાવ્યો. તેણે પોતાના કુંવરોને નીચે પ્રમાણે ગિરાસ આપ્યોઃ

આમરજીને રાજગાદી, વેરારજીને વંગ, ડાડોર અને ધડોલી; નાગીઆને ગામ નાગીઓ, પંચારીઆને બે કુંવર હતાઃ જાડો અને વમરસિંહ: તેમાં જાડાને ઐયાપડ તથા ચેઆડ અને વમરસિંહને ગુરો, અને ઉસ્તીઆને ગામ ઉસ્તીઓ ઇત્યાદિ આંપ્યા.



# જામ આમરજી

સંવત્ ૧૪૭૦–૧૪૮૫ ઇ. સ. ૧૪૧૪–૧૪૨૯

જામ કાયાજી પછી હબાયની ગાદીએ યુવરાજ કુંવર આમર આવ્યો, ત્યારે કચ્છમા ચારે દિશાએ શાંતિ હતી, પણ ઓચિંતી કાણુવની સેના આવી, તેની સાથે આમરે વીરતાથી લડી, તેને હાંકી કહાડી. એ લડાઇમાં આમરજીને ભારે જખમો થયા હતાં, તેથી બચવાની આશા ન હતી, એટલે મોકળસિંહ, ભીમજી અને કાંયાજીને પોતાની પાસે બોલાવી કહ્યું: "તમારી અપર માને ઓધાન છે, તેને કુંવરી આવે, તો સારે ઠેકાણે વરાવજો, અને કુંવર જન્મે, તો મારી ગાદીએ બેસાડજો, મારા એ વચન પ્રમાણે વર્તવા પાણી લ્યો, તો મારો આત્મા સદ્ગતિ પામે," ત્રણે કુંવરોએ પ્રતિજ્ઞા લીધી, એટલે આમર અમરતાને પામ્યો.



# જામ અમરાણી અને ભીમજી

સંવત્ ૧૪૮૫-૧૫૨૮ ઇ. સ. ૧૪૨૯-૧૪૭૨

જામ આમરજીના સ્વર્ગવાસ પછી રાણીને પેટે કુંવર અવતર્યો, તેનું નામ આમર અમરાણી, તે વર્ષે આવનાં ભાઇઓ અને ભાયાતોએ તેને હળાયની ગાદીએ બેસાડ્યો.

આ વખતે દરેક રાજવંશી પોતાના ભાગનો ગિરાસ-રાજ્યભાગ પોતાના હાથે કે દેખરેખ નીચે વાવતો-વવડાવતો, તેમ ભીમજી, કાયોજી, મોકળસિંહ અને બીજા ભાયાતો ખેતર વવડાવવા જતા, ત્યારે કુંવર અમરાણીને પણ સાથે તેડી જતા. એક વખત બધા સાથે બેસી ખેતરમા પોંખ ખાતા હતા, એટલામા કંઇક કૌતક જોવા સૌ ઉઠયા. પોંખ પક્ષીઓ ખાઇ ન જાય, તે માટે માટલાપર પાઘડી મૂકી, પાછળ બાળરાજા અમરાણી પણ ગયા. થોડીવારે બધા પાછા ફર્યા, ત્યારે તેઓએ પાઘડી ધૂળમાં રખડતી જોઇ, ભાયાતો બોલ્યા "આ પાઘડી ઓઠાદાદાની છે, આમ રખડાવનારથી તે સાચવી શકાયે નહિ. ચકલાઓએ તેને ધૂળમાં ખૂંદી, તેમ શત્રુઓ તેને ધૂળમાં ખૂંદે, તો આપણી લાજ જાય,' માટે એ તો શોભાવે તે પહેરે" એમ કહીને તેમણે તે પાઘડી ભીમજીના માથાપર મૂકી, એટલે ભીમજીએ આનાકાની કરી, તેને તેમણે મમજાવ્યો, કે "તમે તમારૂં વચન પાળ્યું છે, પણ એ તો તમને એ પાઘડી એની સલામતી માટે પહેરાવીએ છીએ, માટે ના પાડશો નહિ." આ આગ્રહથી ભીમજીએ પાઘડી પહેરી.

ઇ. સ. ૧૪૧૦ માં અમદાવાદનો બાદશાહ મુઝફ્ફરશાહ કચ્છપર ચડી આવ્યો હતો, તે દેદા રાજ્યનું પાટનગર કંથકોટ જીતી ગુજરાત પાછો ફર્યો.

ગજણ વંશ-સંવત્ ૧૨૭૧ માં જામ ગજણજીએ બાડામાં રાજ્યગાદી સ્થાપી, ત્યારથી પંદરમી સદીના અસ્તકાળ લગી હાલો,

રાયધણ, કુંવર, દરપાળ, આમર, તમાચી, હરભમ અને હરધોળ એમ આઠ રાજાઓએ બાડાની ગાદીએ આની રાજ્યવૃદ્ધિ કરી હતી.

**જામ લાખો**—પંદરમી શતાબ્દિના અસ્તકાળે ગજણ વંશના આઠમા રાજા હરધોળ પછી બાડાની ગાદીએ જામ લાખો આવ્યો. તેની વીરતા દેશ વિદેશમાં વખણાતી, તેણે અમદાવાદના બાદશાહ મહમ્મદ બેગડાની સેનામાં મોખરે રહી પાવાગઢ અને જુનાગઢપર ચડાઇ સમયે ભારે પરાક્રમ કરી બતાવ્યા હતા, તેથી બાદશાહે તેને સારાષ્ટ્રમાં આમરણ અને ગોડલ એ બે પરગણા ઇનામમાં આપ્યા હતા.

લાખાએ મોટા દાદાના નામપરથી તે પ્રદેશનું નામ "હાલાર" પાડયું.

પોતાપર પરદેશીઓ રાજ્ય હકુમત ચલાવે, એ વાત હાલારના ગિરાસીઆઓને ગમી નહિ.

એકવાર લાખો અમદાવાદથી પાછો ફરતાં હાલાર થઇને કચ્છ આવતો હતો, ત્યારે ત્યાંના ગિરાસીઆઓએ તેનું ખુન કરવા છુપાઇને તેની પુઠ પકડી, તેઓ રસ્તામા કયાયે ન ફાવતા છેક હબાયની તળેટી લગી સાથે આવ્યા.

હબાયના ડુંગરની નજીકના પ્રદેશમા સંધાર લોકો વાઢ કરી રહ્યા હતા. ત્યાં લાખે રાતવાસો કર્યો, એટલે સારો લાગ જોઇ, લાખાનું ઘાતકીપણે ખુન કરી હાલારના ગિરાસીયાઓ છાનામાના સ્વદેશ નાશી ગયા.

**જામ રાવળ**—લાખાના ખુન પછી બાડાની ગાદીયે જામ રાવળ આવ્યો. તેણે પિતાની ઉત્તરક્રિયા કરાવી, તેમાં હબાયપતિ ભીમજીએ 'ચાંયણી' ની સરહદ સંબંધીની લાંબા સમયથી ચાલતી આવેલી તકરારને લઇ ભાગ લીધો નહિ. તેથી જામ રાવળને પિતાના ઘાતનો શક ભીમજી પર આવ્યો, એટલે તેણે વેર વાળવાની પ્રતિજ્ઞા

લીધી, અને તે વર્ષો પછી ભીમજીના પાટવી કુંવર હમીરજીને દગાથી મારી, પૂરી કરી.

**ભીમજી**—સંવત્ ૧૪૮૫મા ભીમજીને ભાયાતોએ ઓઢા જામની પાઘડી પહેરાવી હબાયની ગાદીપર બેસાડ્યો, અને રાજ્ય લગામ તેમના હાથમાં સોંપી. શરૂઆતમા જ તેમને ગજણ વશના બળવાન રાજા લાખાથી રાજ્ય પ્રજાનો બચાવ કરવા માટે ભારે તૈયારી કરવી પડી હતી; પણ લડાઇ થાય, તે પહેલા તો દૈવજોગે જામ લાખાનો વધ થઇ ગયો, એટલે હબાયની ગાદી થોડા સમયને માટે નિર્ભય બની.

ભીમજીને ચાર કુંવર હતાઃ હમીરજી, અજોજી, ભાણજી, અને ડુંગેર તેમને તેમણે નીચે પ્રમાણે ગિગસ વહેંચી આપ્યોઃ યુવરાજ હમીરજીને રાજગાદી, અજાજીને બે કુંવર હતાઃ ભીમજી અને જેહોજી. [તેમને રાવશ્રી પહેલા ખેંગારજીના વખતમા ખેડોઇ, વેકરા, રામપુર, જલુ વગેરે ગામ મળ્યા ] ભાણજીને બિદીયાળ, ભામુડા, અને છેર એ ગામો આપ્યા. તેના વંશજ 'ભાણાણી' કહેવાયા ડુંગેરને ગામ ડુંગો, તેના વંશના 'ડુંગેર' કહેવાયા.

જામ ભીમજી તેંતાલીસ વર્ષ રાજ્ય કરી સવત્ ૧૫૨૮ મા સ્વર્ગે સિધાવ્યા.

# જામ હમીરજી

સંવત. ૧૫૨૮–૧૫૬૨. ઇ. સ. ૧૪૭૨–૧૫૦૬.

જામ ભીમજીના દેહ થયા પછી યુવરાજ કુમારશ્રી હમીરજીએ
જ્યલગામ હાથમાં લીધી. તેમણે પિતા પાછળ મોટું પરોજણ કર્યું
ને બધા ભાયાતોને નોતર્યો. તેમા ભાગ લેવા જામ રાવળ હબાય
ાવ્યો, અને પિતાના ખુનની વાત પેટમા રાખી, હમીરજી સાથે
ણા પ્રેમથી વર્ત્યો, અને જતી વખતે કહેતો ગયો, કે "આપણા
ર્વજોએ 'ચોયણી'ની સરહદ બાબત લડી, ઉભય પક્ષને ઘણી હાની
હોંચાડી છે. વાધા ભર્યા સ્થળની તકરાર હું છોડી આપું છું, માટે
માપ નિઃસંકોચે લાખિયારવીઅરે જઇ રહો, પરંપરાથી ચાલ્યા આવતા
ર ઝેર ભૂલી, સંપી રહેવાથી આપણી શોભા વધશે."

જામ રાવળના મીઠાં વચનપર શ્રદ્ધા રાખી હમીરજીએ હબાય
છોડી લાખીયારવીઅરે જઇ રાજ્યાભિષેક કરાવ્યો.

પ્રાચીન કાળથી કચ્છ ભૂમિ તપસ્વીઓની તપભૂમિ તરીકે
સિદ્ધ છે. તેના દર્શનાર્થે યોગીઓ આવતા–જતા અને પસંદ પડે
પ કરવા બેસી જતા, એટલે ઉત્તરોત્તર એનો મહિમા વધતો ગયો.

યોગેન્દ્ર મત્સ્યેન્દ્રનાથે કચ્છમાં મહા તપશ્ચર્યા કરી, ત્યારે તેમની
વામાં તેમના શિષ્ય નિરંજનકાર, અધિક સોમનાથ, ચેત સોમનાથ,
ોંકારનાથ, અચેતનાથ, ગોરક્ષનાથ, અને ધરમનાથ હતા.

મત્સ્યેન્દ્રનાથના ગયા પછી ગોરક્ષનાથ ધમડકા પાસે અને
રમનાથે માંડવીથી એક ગાઉને અંતરે રૂખમાવતી નદીની પૂર્વ દિશાએ
રેયાણ પાસે તપશ્ચર્યા કરી હતી. માંડવીના ગધેસિંગ રાજાને અન્યાયી
ણે રાજ્ય ચલાવવા માટે શ્રાપ આપી, ધરમનાથે રિયાણ છોડી,
ોધ્રધરની ટેકરી પર તપશ્ચર્યા આદરી, તે બાર વર્ષે પૂરી થયા પછી
ાંજ સમાધિ લીધી. તેના શિષ્ય ગરીબનાથે ભૂજથી નવ ગાઉ દૂર

ભડલીમા તપશ્ચર્યા આદરી, પણ તેમા જત લોકો વિક્ષેપ કરતા હોવાથી, તેમનાથી રક્ષણ મેળવવા ગરીબનાથે લાખિયારવીઅરાના રાજ્યકર્ત્તા જામ હમીરજીના બંધુ અજાજીને શોધી કહાડયો. તેણે જત લોકોને હરાવી બાવાની સેવા ખરા મનથી કરી.

તપશ્ચર્યા પૂરી થયે, અજાજીની સેવાથી પ્રસન્ન થઇ, બાવાજીએ તેને આશિર્વચન લેવા બીજી સવારે આવવા કહ્યું. આ વાતની જાણ થતા હમીરજી વહેલી સવારે ઝૂંપડે ગયા, અને બાવાજીને પગે દૂધનો કળશીઓ મૂકી, હાથ જોડી ઉભા રહ્યા. ગરીબનાથે આશિર્વાદ આપ્યોઃ "જા, બચ્ચા' તું આખા કચ્છનો રાજા થા." આ સાંભળી હમીરજી હરખાતા હળવેથી ચાલ્યા ગયા, એટલે થોડીવારે અજોજી દૂધના કળશીઆ સાથે બાવાજીની ઝૂંપડીએ આવ્યો, એટલે ગુરૂજીએ પૂછ્યું; "બીજીવાર દૂધનો લોટો કેમ લાવ્યો"? "પહેલીજ વાર લાવ્યો છું." એવો અજાજીએ ઉત્તર આપ્યો. તેથી બાવોજી બોલ્યા; "ત્યારે આશિર્વચન તો હમીરજી લઇ ગયા," માટે રાજ્ય તો તેના વંશમાં રહેશે, પણ તે તારા વંશજોની સહાય વિના નિર્વિઘ્ને રાજ્ય કરી શકશે નહિ, એટલું જ નહિ, પણ હમીરજીએ વિશ્વાસઘાત કર્યો, માટે તેનો પણ વિશ્વાસઘાત થશે."

ઓઢા અને ગજણ વંશજો વચ્ચે પરાપૂર્વથી ચાલ્યા આવતા સિમાડાના વાંધા અનાયાસે પતાવ્યા પછી જામ રાવળ અવારનવાર હમીરજીની સલામે લાખિયારવીઅરે આવતો અને મીઠી મીઠી વાતો કરી, ધીરે ધીરે જૂના વેરઝેર ભૂલાવવા પ્રયત્નો કરતો. પણ ભોળા હમીરજી એનો મર્મ સમજી શકયા નહિ.

સંવત ૧૫૬૨ માં બળવાખોર રાળાઓને દાબી દેવા અર્થે, ગુજરાતના બાદશાહ મહમ્મદ બેગડાએ સિંધપર ત્રીજી સવારી કરી, ત્યારે કચ્છના રણમાર્ગે જતાં મોટા લશ્કર સાથે સાપરને સિમાડે પડાવ નાખ્યો. તેના આગમનના સમાચાર સાંભળી હમીરજીએ પોતાના

પ્રધાન ભૂધરશાહ સાથે મોટું નજરાણું મૂક્યું. તે સ્વીકારી બાદશાહે હમીરજીને કહેવડાવ્યું, કે "હું તમારો દેશ જીતવા આવ્યો છું," પણ તમારા આ વિવેક પછી મારાથી હવે તેમ થઈ શકે નહિ. માટે રાજકન્યા પરણાવો, તો ચાલ્યો જાઉં."

દાસીજાઇ કમાબાઈ બાદશાહને પરણાવવામાં કાંઇ વાંધો ન હોવાથી હમીરજીએ મહમ્મદ બેગડાને રાજકન્યા લગ્નમાં આપી, હાથી, ઘોડા, અને ઝવેરાતનો મોટો દાયજો દઇ દીકરી અમદાવાદ વેરાવી. કમાબાઇ સાથે તેનો વડીલ બંધુ અલિયોજી પણ ગુજરાતનું પાટનગર જોવા ગયો.

જામ હમીરજીને પાંચ સંતાન હતાંઃ અલિયોજી અને કમાબાઈ દાસી જાયા, તથા ખેંગારજી, સાહેબજી અને રાયબજી રાણીજાયા.

જામ રાવળ અવાર નવાર હમીરજી પાસે આવતો, ત્યારે કુંવરોની પાસે બાડાના વખાણ કરતો, અને તેમને ત્યાં આવવા લલચાવતો.

એકવાર હમીરજીને બાડે આવવા અત્યાગ્રહ કરતાં જામ રાવળ કહેવા લાગ્યો, કેઃ "વારેવારે હું આપની મિજબાની ઉડાવી જાઉં છું, આપ મારે ત્યાં એકેવાર ન આવો, તો હવે મારે પણ ન છૂટકે આવવું બંધ કરવું પડશે, માટે મારી પ્રમાણિકતામાં અને આપણી કુળદેવી આશાપુરા માતામાં વિશ્વાસ રાખી, એક વાર તો અમારા આંગણા પાવન કરો."

આ મહેણાથી અને પ્રમાણિકતામાં અવિશ્વાસની વાતથી હમીરજીએ બધાની અનિચ્છા છતાં જામ રાવળનું આમંત્રણ સ્વીકાર્યું, અને ખેંગારજી, સાહેબજી, તથા બીજા દશબાર અનુચરો સાથે બાડે જવા નીકળ્યા. માર્ગમાં વિંઝાણ આવતાં ત્યાં જામ રાવળના ભાઇ અજાજીની સ્ત્રી ખેંગારજીની માસી પાસે વિશ્રાંતિ લેવા રોકાણા.

જામ રાવળના દગાના ભેદોની વાતો કરી અજાજીની સ્ત્રીએ બાડા ન જવા ઘણુંએ સમજાવ્યું, પણ ભોળા હમીરજી સમજ્યા નહિ,

પણ અત્યાગ્રહથી બન્ને કુંવરોને વિંઝાણ મૂકી જામ હમીરજી બાડાને માર્ગે પડયા.

હમીરજીની ઘણી આગના સ્વાગના કરી, રાત્રે મદ્યપાન કરાવી, જામ રાવળે તેમનું દગાથી ખુન કરાવી, પિતાના ખુનનો બદલો લીધો. આ વાતની ખબર, સાથે આવેલ અનુચર સ્વામિભક્ત છછર બુટાને થતાં, તે જ વખતે તે નાઠો, અને વિંઝાણ આવી કુંવરોને લઇ, અલિયાજી પાસે અમદાવાદ જવા રવાને થયો.

કુંવરોને પણ મારી નાખવા જામ રાવળ વિંઝાણ આવ્યો, પણ ત્યાં તપાસ કરતાં તેમનો પત્તો મળ્યો નહિ, એટલે ઓવાળ નાખી પગેરૂં લીધું.

સાપરમાં ભીંયા કક્કલના ઘર સુધી પગ ચાલ્યો, એટલે તેના ઘરની જડતી લીધી, પણ કુંવર હાથ આવ્યા નહિ, એટલે ભીંયાને મોટી લાલચ આપવા માંડી, પણ તેણે સાફ ના પાડી, તેથી ભય દેખાડવા એક પછી એક તેના છ છોકરા કપાવી નાખ્યા, પણ ભીંયે કે તેની સ્ત્રીએ કુંવર કહાડી બતાવ્યા નહિ. એટલે એક અનુચરની વિનવણીથી ભીંયાનો સાતમો દીકરો છવતો રહેવા દઇ, જામરાવળ નિરાશ થઇ પાછો ફર્યો.

રાજકુમારોના રક્ષણાર્થે પોતાના છ છ પ્રાણપ્યારા પુત્રોનું બલિદાન આપનાર કુળદીપક કક્કલે સંકટના વાદળાં વિખેરાઇ જતાં, કુંવરોને કોઠારમાંથી બહાર કહાડી, ધડકતે હૃદયે અને અશ્રુભીની આંખે છછર સાથે તેમને અમદાવાદની વાટે વહોરાવ્યા.

અસહ્ય સંકટો સહી અનાથ અને નિરાધાર ખેંગારજી તથા સાહેબજીને સાથે લઇ રાજભક્ત છછર બુટો કેટલેક દહાડે અમદાવાદ પહોચ્યો, અને અલિયાજી પાસે સર્વ હકીકત નિવેદન કરી.

ઇ. સ. ૧૫૦૬-સંવત ૧૫૬૨ માં જામ હમીરજીના ખુન પછી તેની રાણીઓ સતી થઇ. તેના સગાસંબંધીઓ જામ રાવળના ભયથી

લાખિયારવીઅરો છોડી ચાલ્યા ગયા, અને બાપદાદાઓનુ રાજ્ય ખેંગારજી અને સાહેબજી પાછા મેળવવાને તૈયાર થાય, ત્યા સુધી શાંત બેસી રહ્યા, એટલે જામ રાવળે નિર્ભયપણે લાખિયારવીઅરનુ રાજ્ય કબજે કરી તેપર પોતાની આણ વર્તાવી

અમદાવાદમા પણ જામ રાવળની કપટજાળનો ભોગ ન થઈ પડે, તે માટે ખેંગારજી અને સાહેબજીને ગુપ્તપણે રાખી અનિયાજીએ તેમના શારીરીક અને માનસીક શિક્ષણ માટે ગોઠવણ કરી

ખેંગારજી અને સાહેબજી પણ કાંઇ પરાક્રમ કરી બા શાહ મહમ્મદ બેગડાની કૃપા મેળવવાનો નિશ્ચય કરી, તકની રાહ જોતા હતા, એવામા એક વિકાળ સિંહને મારવા બાદશાહ શિકારે ચડે છે, એ વાત સાભળી બન્ને ભાઈઓ સાથે જવા તૈયાર થયા, અને ઘોડા પર બેસી શિકારે ચડ્યા

— બાદશાહના હાથીપર છલગ મારી સિંહે પંજો નાખ્યો કે તેના અંગરક્ષકો નાશભાગ કરવા લાગ્યા, ત્યા આખના એકજ પલકારમા શૂરવીર ખેંગારજીએ સાલેકમેરજીની આપેલી તલવારનો સિંહની ગરદન પર ઘા કર્યો, અને સાહેબજીએ બીજો ઘા કર્યો, એટલે વિકાળ પશુ હેઠો પડી તરફડવા લાગ્યુ, અને ગુર્જર નરેશ મહમ્મદ બેગડો મૃત્યુના મુખમાથી બચી ગયો

ચૌદ વર્ષની કિશોર વયના કુમારોની શૂરવીરતાની પ્રશંસા કરતા બાદશાહે બીજે દિવસે રાજ્યમંડળમા દરબાર ભર્યો, અને ખેંગારજીને રાવનો ઇલકાબ રાજ્યપોષાક અને રત્નજડીત તલવાર આપી અને બીજુ જોઇએ તે માંગી લેવા કહ્યુ, એટલે ખેંગારજીએ કચ્છનુ ગયેલ રાજ્ય પાછુ મેળવવા માટે જોઇતી મદદ, અને ત્યાસુધી મોરબીમા પોતાના નગર સાથે રહેવાની પરવાનગી માગી

કચ્છનુ રાજ્ય પાછુ મેળવવામા મદદ કરવા ખેંગારજીને મોટુ લશ્કર આપી બાદશાહે મોરબી ત્યારીન ગામનુ મોરબીના સુબા

નવાબખાન ઘોરીપર ફરમાન લખી આપ્યું. ખેંગારજી લશ્કર સાથે મોરબી આવી પહોંચ્યા, પણ બાદશાહના ફરમાનને નવાબખાંન ઘોરીએ માન આપ્યુ નહિ. તેથી ખેંગારજીએ મોરબીને ઘેરો ઘાલ્યો.

મોરબી ગામમા ઘોરીઓને વિપરિત બુદ્ધિ સૂઝી, તેમણે પોતાના કારભારી કાળા જોશીની ગાય મારી નાખી, તેથી હિંદુઓની લાગણી ઘણી દૂભાઇ. તેમની ઉશ્કેરણીથી કાળાના ભાણેજા રૂધા જોશીએ મોરબીના દરવાજા ઉઘાડી આપ્યા, એટલે ખેંગારજીએ મોરબી સ્વાધીન કર્યું.

આ સમાચાર કચ્છમાં પહોંચતાં સ્વર્ગવાસી હમીરજીના સગા સંબંધીઓ હોથી નોંધણજીની સરદારી હેઠળ ભેળા થયા, અને ખેંગારજીને મોરબીમા આવી મળ્યા.

આ વખતે કચ્છના વાગડ વિભાગમાં દેદા વંશજો રાજ્ય કરતા હતા. તેમની અને જામ રાવળ વચ્ચે મૈત્રી સંબંધ હોવાથી ખેંગારજીએ તેમના ગામોપર છાપા મારવાની શરૂઆત કરી, પણ એ અનુકુળ આવે તેમ ન હોવાથી સાપરમાં થાણું રાખવાની સગવડ કરવા અલિયોજી અને હોથી નોંધણજીને વાગડ તરફ રવાના કર્યા.

દેદાવંશનો અખડો સાપરમાં રાજ્ય કરતો હતો. તેની પાસે અલિયોજી અને હોથી નોંધણજીએ વાત કરી, સવારે ઉત્તર આપવા વચન આપી, અખડે તેમને રોકયા, રાતે અલિયાજીને દગાથી મરાવી નાખ્યો, એટલે હોથી નોંધણ ત્યાંથી નાશી છૂટો. અને મોરબી આવી રાવશ્રી પાસે બધી વાત કરી, તેથી ક્રોધે ભરાઇ ખેંગારજી મોટા લશ્કર સાથે સાપરપર ચડી ગયા. ત્યાં થાણું રાખવાની શરતે ખેંગારજીએ અખડાને ક્ષમા આપી વિદાય કરી, પણ હોથી નોંધણજી અલિયાજીના વધની વાત ભૂલ્યો નહિ. તેણે લાગ જોઈ અખડાને મારી નાખ્યો, અને તેનો દીકરો નાશી છૂટતો હતો, તેને પણ કાપી નાખ્યો.



# કચ્છાધિપતિ આદિ ખેંગારજી

## મધ્યપ્રકરણ

સંવત્ ૧૫૬૬-૧૬૪૨.—ઇ. સ. ૧૫૧૦-૧૫૮૬

આજડે મરાણે એટલે રાવશ્રી ખેંગારજીએ સાપર કબજે કરી, ત્યાં સંવત્ ૧૫૬૬ માં રાજ્યાભિષેક કરાવ્યો. સેંધે સિંધવે માથાપર ઢાલનું છત્ર ધર્યું, અને મોકળસિંહ પવારજીએ કાળા ધાબળાનું નજરાણું. કર્યું. સાપરમાં રાજ્યગાદી સ્થાપી રાવશ્રીએ તેને રાવ પરથી 'રાપર' નામ આપ્યું, અને ત્યાંથી જામરાવળનો પ્રદેશ લેતા લેતા છેક તેની રાજધાની બારા સુધી રાવશ્રી લશ્કર સાથે આવી પહોંચ્યા.

બારાને સિમાડે લવીયા ખવાસની સરદારી નળે પાંચસો ઘોડેસ્વારની ચુકડી પડી હતી. ઉષાકાળે રાવશ્રી ખેંગારજીએ તેનાપર હલ્લો કરી, તેના ઘોડા અને હથિયાર કબજે કર્યા.

આ સમાચાર બારે પહોંચતાં જામ રાવળના હૃદયમાં વેરનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો. સૈન્યને તૈયાર કરવાની સેનાપતિને આજ્ઞા આપી, તે આશાપુરામાતાને મંદિરે માતાના આશીર્વાદ લેવા ગયો, ત્યાં તેને એવો ભાસ થયો, કે "મારા ખોટા સોગન ખાઇ તેં, જામ હમીરજીનો વિશ્વાસઘાત કર્યો, માટે કચ્છ છોડી બીજે ક્યાં જશે, તો મારી સહાય મારાથી થશે," આથી જામ રાવળ બહુ નિરાશ થયો, પણ હિંમત રાખી તે રણે ચડયો.

બારાના રણસંગ્રામમાં રાવ અને રાવળ વચ્ચે યુદ્ધ શરૂ થયું, તેમાં રાવળની સેના કપાઇ ગઈ, ત્યારે માતાજીના વચન તેને યાદ આવ્યા, એટલે તે થોડા માણસો સાથે સાત સેરડાને માર્ગે નાશી છૂટો.

આ વિજયથી રાવશ્રી ખેંગારજીએ બાપદાદાનું ગયેલું રાજ્ય કબજે કરી, લાખિયારવીઅરાની ગાદીપર બેઠા, અને આપત્કાળે સહાય આપનાર સ્વામિભક્ત છછરબુટ્ટાને વંશપરંપરાને ભોગવટે મા૧ ગામ,

અને મિયાણા કુળદીપક લીંચો કકલને બાર ગામ અને 'જામ' નો ખિતાબ, ગોરજી માણેકમેરજીને 'ઉપાધ્યાય' ની પદવી, બારગામ, એક મોટી હવેલી અને યજમાનપર્ લાગો, તથા રવા જોશીને મોરબી તાલુક ખાખરડો ગામ આપેલ.

કચ્છની રાજ્ય લગામ હાથમાં લઇ રાવશ્રી ખેંગારજીએ દેશની ઉન્નતિ અર્થે ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગની ખીલવણી કરી. ગુજરાતની રાજધાની અમદાવાદ તથા સૌરાષ્ટ્રના બીજા જાહોજલાલીવાળા નગરો જોયેલ હોવાથી, તેવી જ ઢબના શહેરો વસાવવા રાવશ્રીએ સંવત્ ૧૬૦૨ ના માગસર વદ ૮ રવેઉના દિવસે અંજાર શહેર, સવત્ ૧૬૦૫ ના માગસર સુદ ૬ ના ભુજ શહેર અને સંવત્ ૧૬૩૬ ના મહા વદ ૧૧ ના રાયપુર–માડવીબંદરનો પાયો રોપ્યો, અને રાજધાની ભુજમાં સ્થાપી.

આ વખતે સિંધમા મિરઝાં ઇશાખાન રાજ્ય કરતો હતો તેને બાકીખાં અને ગાઝીખા નામે બે શાહજાદા હતા. બાદશાહે મોટા બાકીખાને રાજ્યવારસ બનાવ્યો, અને નાના ગાઝીખાને કંઇ પણ રાજ્યભાગ ન આપ્યો. તેથી સિંધ છોડી તે કચ્છ આવ્યો, અને રાવશ્રીને આશ્રયે રહ્યો. તેને પોતાના ભાગની ભૂમિ અપાવવા રાવશ્રી ખેંગારજીએ મોટી સેના સાથે સાહેબજીને સિંધ મૂકયા.

કચ્છી લશ્કર સિંધપર ચડી આવવાના સમાચાર સાંભળી મોટી તૈયારી કરી, બાકીખા સામે આવ્યો. સિંધની સરહદપર બન્ને સૈન્યનો ભેટો થયો, અને લડાઇ થઇ, કચ્છી સૈન્યના યોદ્ધા રવાજી, મોકળસિંહ અને પબાજી બાકીખાના અંગપર હલ્લો લઇ ગયા. તેથી બાદશાહ ગભરાયો, અને તેના સૈન્યમાં નાશભાગ થઇ, એટલે બીજી સવારે વિષ્ટિના સદેશા મોકલ્યા. તેમા નગરઠઠ્ઠો અને અર્ધભાગ સિંધ બાકીખા રાખી, સદરપુર અને અર્ધ સિંધ ગાઝીખાને આપે, એમ નક્કી થતા સમાધાની થઇ.

લશ્કર મહીત સાહેબજી ફ્રોળના જશાજીનુ વેર વાળવા હળવદના રાણા રાયસગજી પર ચડી ગયા

કચ્છથી સાહેબજી ચડી આવવાના સમાચાર સાભળી રાયસગજી મોટા લશ્કર સાથે સામો આવ્યો બન્નેનો માળીયા પાસે ભેટો થયો, ત્યા કાપાકાપી ચાલી રાયસંઘજીના અંગપર તલવાર વીંઝતા પાછળથી કોઇએ સાહેબજીના હાથને ઝાટકો મારી કાપી નાખ્યો, છતા બીજે હાથે સાધનો જીવલેણ ઘા કરી રાયસંગજીનો અંત આવ્યો જાણી, “મેં મારો ધર્મ બજાવ્યો છે” એમ મનમા આનદી સાહેબજીએ પ્રાણ છોડયા.

યુદ્ધ વિરામ પામ્યા પછી જમીને પડેલા ઘાયલ રાયસગજીને નાગાબાવાની જમાત ત્યાથી ઉપાડી ગઈ.

સાહેબજીના અવસાન પછી ગિરાસમા મળેલ રોહા જાગીર તથા વાગડના જીતેલા પ્રદેશની તેમના કુવરોએ નીચે પ્રમાણે વહેંચણી કરી

ટીલાત હમીરજીએ મોથાળા અને નરેડી ઇત્યાદિ, જશાજીએ વિંઝાણ, વાડા સાધાઉ ઇત્યાદિ, પચાણજીએ લાખાડી, ડુમરા, રાયધણપુર ઇત્યાદિ અને સૌથી નાના સાહેબ સાહેબાણીએ આડેસર, રવ ત્રબાઉ, ઇત્યાદિ ગામો લીધા

એક દિવસે ગાયો વાળી જનાર રાયધણ આમર સાથે લડવા માટે હાલે આવી રાવશ્રી ખેંગારજીની સહાય માગી, એટલે તે જ ક્ષણે પાટવી કુવર ભોજરાજજીને રાયધણ આમર પાસેથી રાયધણ હાલાની ગાયો પાછી વાળી લાવવા આજ્ઞા મળી, તેથી ઝાલુ છેલા પાસે લડાઈ થઇ, તેમા જીત થયા પછી એક તીર વાગવાથી ભોજરાજજી રણે પડ્યા

શૂરવીર, ધર્મશીલ, અને પ્રજાવત્સલ રાવશ્રી ખેંગારજી ૭૬ વર્ષ રાજ્ય કરી ૯૦ વર્ષની વયે સંવત્ ૧૬૮૨ ના જેઠ માસમા સ્વર્ગે સિધાવ્યા



# રાંવશ્રી ભારમલજી પહેલા

સંવત ૧૬૪૨..૧૬૮૮—ઈ. સ. ૧૫૮૬..૧૬૩૨

રાવશ્રી ખેંગારજીના સ્વર્ગવાસ પછી યુવરાજશ્રી ભોજરાજજીના કુંવર અભિયોજી નાની વયના હોવાથી ભારમલજી ગાદીએ આવ્યા. કાકાએ ભત્રીજાને ગઢડા પ્રગણામાં ગિરાસ આપી રવાને કર્યો.

ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફરના બળવાને દાબી દેવા, અને તેને પકડી લાવવા નવાબ મિરઝાખાનખાનનને મોટા સૈન્ય સાથે દિલ્હીપતિ અકબર બાદશાહે અમદાવાદ મુકયો, એટલે મુઝફર નાશીને નવાનગરમાં જામ સત્તાજીને આશ્રયે આવી રહ્યો.

કચ્છથી રાવશ્રી ભારમલજી પાસેથી મદદ મંગાવી શરણાગતના રક્ષણાર્થે જામે તૈયારી કરી રાખી હતી, તેથી નવાબ મિરઝાખાએ શરણે આવેલ મુઝફરને સોંપી આપવા સત્તાજી પાસે માગણી કરી, ત્યારે તેણે ચોકખી ના પાડી, એટલે લડાઈ થઈ, તેમાં લાખો ખુમાણ અને દોલતખાના દગાથી જામ સત્તાજીની હાર થતા મુઝફર નાસી ઓખા મંડળ આવ્યો, ત્યાં પણ બાદશાહી લશ્કરે તેની પૂઠ લીધી, એટલે મુઝફરે કચ્છનો રસ્તો લીધો.

મુઝફર કચ્છમાં રાવશ્રી ભારમલજીને આશ્રયે રહ્યો છે, એવા સમાચાર સાંભળી બાદશાહી સૈન્યે કચ્છ તરફ કૂચ કરી, તેની સામે થવા રાવશ્રી ભારમલજી પાસે લશ્કર તૈયાર નહતુ. તેમજ હાલાર કે ઓખાથી મદદની આશા પણ ન હતી, છતા હિંમત રાખી રાવશ્રીએ લડવાની તૈયારી કરી.

કચ્છની સરહદપર આવી ચડેલા બાદશાહી લશ્કર સાથે જામ-સત્તાજી પોતાનું રાજ્ય પાછુ મેળવવાની આશાએ ભળી ગયો, અને મુઝફરને કચ્છમાંથી પકડી આપવાને કબુલ થયો એક બાજુ તેણે રાવશ્રીને સમજાવ્યું, કે "સંધી માટે કહેણ મૂકો" અને બીજી બાજુ તેણે

મુઝફ્ફરને ભારમલજીને મળવાને બહાને ભૂજ ખનડાવી પકડાવવાની યુક્તિ રચી, તેમા તેને સફળતા મળી

ઇ સ ૧૬૦૩મા કચ્છ છોડી અમદાવાદ જતી બાદશાહી સેના ધ્રોળ પાસે આવી, ત્યારે આપઘાત કરી મુઝફ્ફરે દેહના બંધન છોડી દીધા

અકબરના સમયમા કચ્છદેશ સિંધ સાથે ગણાતો, અને બાદશાહને જરૂર પડે પાચ હજાર ઘોડેસવારની સહાય આપવાની શરતે રાવશ્રીએ સંધી કરી હતી

ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફર પાસેથી તેનો દેશ છતી મોગલ સામ્રાજ્ય સાથે ઉમેરવામા આવ્યો, ત્યારે ભારમલજીએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યા, પણ એ વખત પરાજય પામ્યા પછી તેમણે મોગલ સામ્રાજ્યની સર્વોપરિ સત્તા સ્વીકારી હતી

ઇ સ ના સોળમા સૈકાના અસ્તકાળે આઇને-અકબરીનો કર્તા કચ્છ સબધી લખે છે કે "કચ્છનો વધારે મોટો ભાગ જગલ અને અણખેડાયની જમીનનો છે કચ્છી ઘોડા અરબી ઘોડાની ઓલાદ ધારવામા આવે છે ઉંટ અને બકરા કચ્છમા વખાણવા લાયક છે કચ્છી માણસો પહેલા યાદવ કહેવાતા, તેઓ ઉંચા અને દેખાવડા છે દેશનુ સૈન્ય દશહજાર ઘોડેસવાર અને પાચ હજાર પાયદળનુ છે રાજધાની ભૂજનગરમા છે બારા અને કથકોટ એ બે મજબુત કિલ્લા છે"

ઈ સ ૧૬૧૭મા દિલ્હીપતિ જહાગીર બાદશાહ ગુજરાતની મુલાકાતે આવ્યો, ત્યારે ત્યા પદરમો સુબો શાહજહા હુકુમત ચલાવતો હતો જહાગીરની અમદાવાદમા પધરામણી પ્રસગે રાવશ્રી ભારમલજી બાદશાહને માન આપવા ગયા હતા તેમણે એકસો કચ્છી ઘોડા, એકસો સોના મહોર અને બે હજાર રૂપિઆ બાદશાહ પાસે નજરાણા તરીકે મૂક્યા ત્યારે બાદશાહે રાવશ્રીને સૌથી મોટા જાગીરદાર તરીકે માન આપી, પોતાની સ્વારીનો એક ચુનદો હાથી, એક હાથણી એક

કટાર અને એક રત્નજડીત મુઠવાળી તલવાર તથા ચાર વીંટી બ-ક્ષિસમાં આપી. મુસલમાન યાત્રાળુઓને કચ્છ માંડવી થઈ વગર પૈસે વહાણોદ્વારા મક્કે હજ પઢવા પહોંચાડવાની શરતે કચ્છની ખંડણી જહાંગીર બાદશાહે માફ કરી અને કચ્છમાં રાવશ્રીનો સિક્કો પાડ-વાની અને ચલાવવાની પરવાનગી આપી.

ભોજરાજજીના કુંવર અલિયોજી કોરા પરગણામાં રાજ્ય કરતો હતો. ઉમરે આવતાં કાકા ભારમલજી સામે તેણે બળવો ઉઠાવ્યો, પણ રાવશ્રીએ મોટું મન રાખી શાંતિ પકડી, એટલે અલિયાજીએ વિંઝાણ સુધી પોતાની હદ વધારી લીધી, અને પોતાનું નામ કાયમ રાખવા અલિયાસર નામનું સરોવર બંધાવ્યું.

તંતાલીસ વર્ષ રાજ્ય કરી એંસી વર્ષની ઉમરે પોતાની પાછળ ભોજરાજજી, મેઘજી, રાજણજી, પ્રાગજી, આશોજી, અને લખધીરજી એમ ૭ કુંવર મૂકી સંવત્ ૧૬૮૮ ના કાર્તિક સુદ ૨ ને દિવસે અસાર સંસારનો રાવશ્રીએ ત્યાગ કર્યો.

# રાવશ્રી ભોજરાજજી

સવત્ ૧૬૮૮–૧૭૦૨. ઈ. સ ૧૬૨૨–૧૬૪૫.

રાવશ્રી ભારમલજીના પાટવી કુંવર જેહોજી નાની વયે સ્વર્ગવાસી થયા હોવાથી ભોજરાજજી ભૂજની ગાદીએ આવ્યા. તેમની કારકીર્દિમા વર્ધમાનશાએ મુદ્રાબદરની સ્થાપના કરી. પ્રથમ ત્યા મિયાણાઓનો વાસ હતો, તેમા ડુમગનુ ઝાડ હતુ, તેથી લોકો તેને 'ડુમરો' કહેતા, પણ રાવશ્રીએ મનમોહનરાયનું મદિર બંધાવી, તેનું નામ મુદ્રો પાડ્યું.

રાવશ્રી ભોજરાજજી પોતે વિદ્વાન હોવાથી, તેમના દરબારમા ઘણા વિદ્વાનો અવારનવાર આવતા.

રાવશ્રીને કંઈ સતતિ ન હોવાથી પોતાના ભાઇ મેઘજીના કુંવર ખેંગારજીને દત્તક લઈ સવત્ ૧૭૦૨મા સ્વર્ગે સિધાવ્યા.



# રાવશ્રી ખેંગારજી બીજા

સવત્ ૧૭૦૨–૧૭૧૧. ઇ સ ૧૬૪૫–૧૬૫૪

રાવશ્રી ભોજરાજના દેવ થવા પછી તેમના ભાઇ મેઘજીના કુંવર ખેંગારજી ગાદીએ આવી, પોતાના ભાઈ રામસગજીને ભચાઉ તથા અજાપર, અભેગજીને ચીરૈ, ઉન્નડને, પસવાડીયુ, અજાજીને ધીવા, દેશલપર, કુભાજીને કુંભારીયુ ભાડરો ઈત્યાદિ ગામો ગિરાસમા આપ્યા.

મારવાડના એક વિદ્વાન ચારણને રાવશ્રી ખેંગારજીએ આશ્રય આપ્યો હતો તેને લાખિયારવીઅરાના ચારણોએ મારી નાખ્યો આ વાતની ખબર મળતા લાખિયારવીઅરાના ચારણોને શિક્ષા કરવા રાવશ્રી જાતે ત્યા ચડી ગયા ત્યા ચારણીઆણીના શ્રાપથી સવત્ ૧૭૧૧ ના કાર્તિક સુદ ૨ના દિવસે તેઓ દેવ થયા

# રાવશ્રી તમાચીજી

સંવત્ ૧૭૧૧-૧૭૨૨.    ઇ. સ. ૧૬૫૫-૧૬૫૬

રાવશ્રી ભેંગારજીને એકે કુંવર ન હતો, પણ સુમરીરખાતને પેટે એક પુત્ર થયો હતો. ભાયાતોએ તેને રાજ્યગાદી ન આપતાં રાવશ્રીના ભાઈ મેઘજીના કુંવર તમાચીજીને ખંભરેથી બોલાવી પાટનગર ભૂજમા રાજ્યાભિષેક કર્યો, અને રાજ્ય લગામ તેમના હાથમાં સોંપી.

મોગલ સમ્રાટ શાહજહાંને કેદ કરી શાહજાદો ઔરંગઝેબ દિલ્હીની ગાદીએ આવ્યો. તેના ભયથી ત્રાસી, તેનો મોટો ભાઈ દારા ગુજરાત થઈ કચ્છ આવ્યો. ત્યારે રાવશ્રીએ તેની સારી આગતા સ્વાગતા કરી, એટલે દિલ્હીની ભારે કિંમતી ભેટો આપી, દારાએ મોટા સૈન્યની માગણી કરી, પણ રાવશ્રીએ તે આપવાની અશક્તિ દેખાડી, એટલે દારા નિરાશ થઈ ગુજરાત પાછો ફર્યો.

રાયધણ, હાજો, હરધોળ અને કલ્યાણ એમ ચાર કુંવર મૂકી સંવત્ ૧૭૨૨ ના જેઠ સુદ ૧૧ ના દિવસે રાવશ્રી તમાચીજીએ અગીયાર વર્ષ રાજ્ય કરી, સ્વર્ગવાસ કર્યો.

# રાવશ્રી રાયધણજી પહેલા

સંવત ૧૭૨૨–૧૭૫૪–    ઇ. સ. ૧૬૬૬–૧૬૯૮

રાવશ્રી તમાચીજીના દેવ થયા પછી યુવરાજ કુંવર રાયધણજી તખ્તનશીન થયા. તેમણે પોતાના ભાઈ હમીરજીના કુંવર બાભણીયા તથા હમીરજીને ચોબારી, ઓઠાજીને ત્રિયંરી, જશાજીને ધાણેટી, જેહાજી તથા ભોજરાજજીને ધમકડા વગેરે ગામો આપ્યા. બીજા બંધુ હરધોળજીના કુંવર લાખાજી તથા તેજમાલજીને આસંબીયા, ડોણ, મઉં, તથા વડમરી ગિરાસમા આપ્યા અને ત્રીજા ભાઇ કલ્યાણજીને ભડલી આપી.

રાવશ્રી રાયધણજીના ગાદીએ આવ્યા, પછી લગભગ ત્રણ વર્ષ સમાધાનીમાં વ્યતીત થયા, પછી ગુજરાતની મુલાકાતે આવેલ મોગલ સમ્રાટ જહાંગીરશાહે રાવશ્રી ભારમલજીને ઈ. સ. ૧૬૧૭ માં માફ કરેલ ખંડણી પાછી વસૂલ કરવા અમદાવાદના નવાબે પઠાણ મુઆઝીમ બેગને મોટા લશ્કર સાથે કચ્છ રવાને કર્યો.

મુઆઝીમ બેગના ચડી આવવાના સમાચાર મળતાં રાવશ્રી રાયધણજીએ ભાયાતો અને સૈનિકોને એકઠા કર્યા, અને લડવાની બધી તૈયારી કરી રાખી. તેટલામાં અમદાવાદની સેના એ પણ ભુજથી પાંચ ગાઉ દૂર પદ્ધર પાસે આવી પડાવ નાખ્યો, એટલે કચ્છની ખંડણી માફ થવાના કારણો અને શરતો સમજાવવા શાહ મુરાદ-પીરને રાવશ્રીએ મુઆઝીમ બેગની છાવણીમા મૂક્યો.

રાવશ્રીની ભારે તૈયારીઓ જોઈ, અને ખંડણી માફ થવાના યોગ્ય કારણો જાણી, મુઆઝીમ બેગે કચ્છરાજ્યને નવો પરવાનો લખી આપ્યો, અને લડાઇ કર્યા વિના તે પાછો ફર્યો.

રાવશ્રીને અગિયાર કુંવર હતાઃ નોંઘણજી, રવોજી, પ્રાગમલજી, સુજોજી, ગોપાલજી, આમોજી, જુણોજી, લાખોજી, મોડજી, અજોજી

અને અભેરાજજી. રાવશ્રીની હયાતીમાંજ પાટવીકુંવર નોઘણજી દેવ થયા હતા, અને રવાજી ચરના મોટા ભૈજેંરાજજીને હાથે માર્યા ગયા હતા.

રાવશ્રીએ રાજ્યના જૂદા જૂદા ભાગોપર રાજ્ય કારભાર ચલાવવા અને વ્યવસ્થા કરવા કુંવરોને નીમ્યા હતાઃ નોઘણજીના પાટવી કુંવર હાલાજીને અમડાસા તથા કાઠી, રવાજીના કુંવર કાયાજીને મોરબી તથા કટારીયુ, અને પ્રાગમલજીના કુંવર ગોડજીને ભૂજનગરની કોટવાળી, એમ સોંપવામાં આવ્યા હતા. આ પ્રમાણે રાજ્યવ્યવસ્થા હોવાથી કચ્છી પ્રજા સુખ, શાંતિ ભોગવતી હતી.

સંવત્ ૧૭૫૪ મા આસુ વદિ ૮ ને દિવસે રાવશ્રી માંદા પડ્યા પછી કેટલેક દિવસે કૈલાસવાસ કર્યો. તેમના અગ્નિસંસ્કાર માટે સગા સંબધીઓ સાથે બધા કુંવરો જારડીયે ગયા, પણ કુંવર પ્રાગમલજી આંખો દુઃખવાનું બહાનું કાઢી ગામમા રહ્યા.

થોડીવારે સ્મશાનમા નોબતનો ગડગડાટ સંભળાયો, એટલે બધા આશ્ચર્ય પામ્યા, પિતા સાથે અગાઉ કરી રાખેલ ખાનગી મસલત પ્રમાણે ગોડજીએ તેમને કહ્યુંઃ "એ તમારા ભોળાભાઇ પ્રાગમલજીનું કામ હશે, મને રજા આપો, તો હુ તેમને સમજાવી આવું," એમ કહીને કુંવર ગામમા આવ્યા, અને ભૂજના દરવાજા બંધ કરાવી પિતાશ્રી પ્રાગમલજીને રાજ્યાભિષેક કરાવ્યો.

જારડીએથી વળી આવ્યા, ત્યારે બધાએ ભૂજનગરના નાકા બંધ જોયા, એટલે કારણ કળી ગયા, અને દગો થયો જાણી, સૌ પોતપોતાના કબજાનાં થાણા દબાવી બેઠા.

હાલાએ મુંદ્રો, કાંઠી, અને કોઠારો દબાવ્યો, રવાજીના કુંવર કાયાજીએ મોરબી તથા કટારીયું સ્વાધીન કર્યું; ત્યારથી મોરબી પરગણું કચ્છથી જુદું પડયું. અને સ્વતંત્ર થયું, તેનો મૂળ પુરૂષ કાંયાજી થયો.

# મહારાવશ્રી પ્રાગમલજી પહેલા

સંવત્ ૧૭૫૪-૧૭૭૨—ઇ. સ. ૧૬૯૮-૧૭૧૫.

રાવશ્રી રાયધણના દેવ થયા પછી પ્રાગમલજીએ ગાદી પચાવી પાડી. રાજ્યાસને બેસતાની સાથે જ તેમણે કુંવર ગોડજીને હાલાનો પ્રદેશ જીતી લેવા મોટા લશ્કર સાથે મોકલાવ્યો. કુંવરે હાલા'પાસેથી મુંદ્રાઆદિ કાંઠીના બાવન ગામ થોડા પ્રયાસે લઇ લીધા, તેથી તેમની કીર્તિ વધી.

નવાનગરના રાજ્યકર્ત્તા જામ રણમલજીને સંતતિ ન હોવાથી તેની પાછળ આમરણનો ગિરાસીઓ રામસંગ ગાદીએ આવ્યો, એ વાત સ્વર્ગસ્થ રાજાની રાણીને પસંદ ન પડવાથી તે પોતાના ભાઇ સાથે ગુજરાતના સુબા કુતુબુદ્દિન પાસે ગઇ, અને જામનગરપર ચડાઈ કરાવી, રામસંગને મરાવી નાખ્યો. તેનો પાટવીકુંવર તમાચી નાનીવયને કારણે કચ્છ નાશી આવ્યો, અને રાવશ્રી પ્રાગમલજીને આશ્રયે રહ્યો.

તમાચીજી ઉમરે આવતાં રાવશ્રીએ મોટા સૈન્ય સાથે યુવરાજ કુંવર ગોડજીને મોકલી તેને નવાનગર સ્વાધીન કરાવી આપ્યું તેના બદલામાં જામે પ્રાગમલજીને બાળંભાનો કિલ્લો આપ્યો. દિવસથી કચ્છના રાવશ્રી પ્રાગમલજીએ 'મહારાવ' નું પદ ધારણ કર્યું

મહારાવશ્રીએ પોતાના કુંવરોને નીચે પ્રમાણે ગિરાસ આપ્યો હતો

યુવરાજકુંવરને રાજ્યગાદી, નારાયણજીને ગોદરો, વરાડા, ઢોરી પોલડીયો, તણુત્રણમાં ગિરાસ; સિદ્દરાયજીના ત્રણ કુંવરને સાંઘણ લાયજો, નાનો લાયજો, ધુઆએ, છછી, ઉનડોટ, રાવરેશ્વર, બાંભડા અને કોડારામાં ગિરાસ; ચોથા કુંવર કરણજીને માનકુવો, વાડાસ સામંતરા, કોટડી અને મખણા, પાંચમા કુંવર દુનજીને ગઢશીસા ગોમરેલ વગેરે ગિરાસમાં આપ્યા.

# મહારાવશ્રી ગોડજી પહેલા

સંવત્ ૧૭૭૨–૧૭૭૫. ઇ. સ. ૧૭૧૫–૧૭૧૯

મહારાવશ્રી પ્રાગમલજીના કૈલાસવાસ પછી યુવરાજ કુંવર ગોડજી પોષ વિદ ૮ ને રોજ ભૂજની ગાદીએ આવ્યા. તેમણે પિતાની હયાતીમાં જ હાલાર અને નવાનગરપર ચડાઇ કરી, વિજય મેળવી, 'શુરવીર' તરીકેની કીર્તિ મેળવી હતી.

મહારાવશ્રીને પાચકુંવર હતાઃ દેશળજી, રાયબજી, જીવણજી, હાજીજી, અને ઉમરોજી; તેમને નીચે પ્રમાણે રાજ્ય પાંતિ આપી પોતે ચાર વર્ષ રાજ્ય કરી સંવત્ ૧૭૭૫ માં પ્રાણ છોડયા.

દેશળજીને રાજ્યગાદી, રાયબજીને મોટી ખાખર. કાંડાગરામાં ગિરાસ, કાંચરીયો, તમાચીસર, માંમરા ઇત્યાદિ; ત્રીજા કુવર જીવણજીને રંનારીયું દેપાનું ગામ, કાળાધોધા, જાંબુડી ઇત્યાદિ; હાજાજીને પત્રી, મંગરા, વાંઢીયા, સુખપર; ઉમરાજીને ગજોડ, બેરાજો, પુનડી, બાબીયા, ગોડપર, ટપર, ઇત્યાદિ ગામો આપ્યાં હતાં.

# મહારાવશ્રી દેશળજી પહેલા

સંવત્ ૧૭૭૫–૧૮૦૮ ઈ. સ. ૧૭૧૯–૧૭૫૨

મહારાવશ્રી ગોડજી પછી યુવરાજકુમારશ્રી દેશળજી પાત્રીસ વર્ષની મોટી વયે સંવત્ ૧૭૭૫ ના માગશર વદિ ૮ના દિવસે ભૂજ-નગરની ગાદીએ આવ્યા, ત્યારે દેશની સ્થિતિ સારી અને સમૃદ્ધિવાન હતી માણસોની સખ્યા સારી કહેવાતી, પ્રજા રિદ્ધિસિદ્ધિએ સુખી હતી રાજ્ય કર્તા અને ભાયાતો વચ્ચે સારો સ્નેહ સંબધ હતો અન્ય રાજપુતો ચાવડા, વાઘેલા અને મોઢા પણ મહારાવશ્રીની આણુ નીચે સુખે ગિરાસ ભોગવતા.

આ વખતે રાજ્યની ઉપજ બહુ જ થોડી હતી મુદ્રા અને અજારમાંથી, કોરા વિભાગમાંથી, મિયાણીના કેટલા ગામડાઓ-માંથી અને રાપરમાંથી મુખ્યત્વે પેદાશ આવતી, બાકીના ગામોમાંથી નજીવી આવક આવતી, છતા ઉપજના પ્રમાણમા મહારાવશ્રી ઘણીજ કરકસર અને સાદાઇથી રહેતા.

પગાર આપીને મહારાવશ્રીને સેના રાખવી ન પડતી, પણ ભાયા-તોના પ્રેમ અને શૌર્યથી દેશ રક્ષાયેલો હતો, જાડેજાઓ જાગીરો ભોગવતા અને ગિરાસના પ્રમાણમા સૈનિકો રાખતા, તેઓ જરૂર પડે પોતાના સૈન્ય સાથે રાજ્ય માટે પ્રાણ પાથરવા તૈયાર રહેતા મહારાવશ્રી પણ તેમનાપર અથાગ પ્રેમ અને મમતા રાખતા.

મુખ્ય ભાયાતો હાલાણી અબડાસામા, ગોડાણી કાઠીમા, સાહેબાણી ઓયાળામા, અને વાઘેલા વાગડમા પોતપોતાની જાગીરોપર રાજ્ય કરતા, મહારાવશ્રીની સર્વોપરિસત્તાને માન આપતા અને પ્રસગ આવે સર્વ સમર્પવાને તૈયાર રહેતા

સંવત્ ૧૬૩૯થી ૧૭૭૩ લગી કચ્છદેશ મોગલ સામ્રાજ્યના એક અંગ તરીકે પરદેશી આક્રમણોથી મુક્ત હતું, અને એ સમય

સુધીમાં કચ્છથી જતા હાજીઓને હજ પડવા જવાની મફત મગવડ કરી આપવાની શરતે જહાંગીર બાદશાહે આપેલ મંજુરી પ્રમાણે કચ્છના રાજ્ય કર્તાઓ પાસેથી ખંડણી પણ લેવામાં આવતી નહિ.

સંવત્ ૧૭૨૫માં ગુજરાતના સુબાએ સુઆઝીમ બેગને મોટા લશ્કર સાથે કચ્છની ખંડણી વસૂલ કરવા મૂક્યો, પણ જહાંગીર બાદશાહ અને રાવશ્રી ભારમલજી વચ્ચે થયેલા કરારો સમજી તે પરથી નવો પરવાનો લખી આપી તે અમદાવાદ પાછો ફર્યો હતો, તે પછી પણ ખંડણીની વસૂલાત કરવા આમદાવાદથી લશ્કર આવશે, એવા કેટલાક સંજોગો ઉભા થયેલા જાણી મહારાવશ્રી દેશળજીએ રાજધાનીના રક્ષણાર્થે એક મજબુત કિલ્લો બંધાવી લેવાની શરૂઆત કરી.

સંવત્ ૧૭૭૭ માં મોગલ બાદશાહની વતી ગુજરાતના સુબાએ કચ્છના રાજ્યકર્તા મહારાવશ્રી દેશળજી પાસેથી ખંડણી વસૂલ કરવા નવાબ કેશરખાનને મોટા લશ્કર સાથે કચ્છ રવાને કર્યો. માર્ગમાં ભૂજના મજબુત કિલ્લાના અતિશય વખાણ સાંભળી તે પરબારો અબડાસાના સમૃદ્ધિશાળી નળીયા ગામ પર ચઢી ગયો, પણ ત્યાંના ધનવાનો તેના આગમન પહેલાં પોતાની માલ મત્તા લઇ સ્વરક્ષણાર્થે ભૂજ નાશી ગયા હતા. તેથી કેશરખાન નિરાશ થઇ ગુજરાત પાછો ફર્યો. તેના ગયા પછી મહારાવશ્રીએ દેશના રક્ષણાર્થે મજબુત કિલ્લા બાંધવા અને કાયમી તૈયાર લશ્કર ઉભું કરવાને યોગ્ય ધાર્યું.

આ વખતે મોરબીની ગાદી પર રાવશ્રી રાયધણજીનો પૌત્ર અને રવાજીનો પુત્ર કાંયોજી કચ્છથી સંવત્ ૧૭૫૪–ઇ. સ. ૧૬૯૮ માં સ્વતંત્ર થઇ રાજ્ય કરતો હતો. મહારાવશ્રી દેશળજી પાસેથી કચ્છનું રાજ્ય પડાવી લેવાનો વિચાર કરી તે અમદાવાદના સુબા પાસે ગયો, અને તેણે મોટી ખંડણી આપવાની લાલચે સુબાની સહાય મેળવી, એટલે ઇ. સ. ૧૭૩૦માં કાંયાજીને કચ્છ જીતી આપવા અમદાવાદનો સુબો શેરબુલંદખાન પચાસ હજારના લશ્કર સાથે કચ્છ પર ચઢી આવવાની તૈયારી કરવા લાગ્યો.

આ સમાચાર ભૂજ પહોંચતાં મહારાવશ્રી દેશળજીએ પાટવી કુંવર લખપતજી, દિવાન ચત્રભૂજ મહેતા, શહેર કોટવાલ શૂરજી માવજી અને જનાનખાનાના કારભારી દેવકરણ શેઠ સાથે મસલત કરી, સુબા શેરબુલંદખાનના પચાસ હજારના લશ્કરની સામે થવાની બધી ગોઠવણ જાતી દેખરેખ નીચે કરાવી, ઠેકઠેકાણેથી લડવૈયા અને ભાયાતોને ભૂજ બોલાવ્યા.

ચત્રભજ મહેતો યુદ્ધવ્યવસ્થા કરવામાં કુશળ ન હોતાં, તે કામ દેવકરણ શેઠને સોંપવામાં આવ્યું અને રાજ્ય ભંડારમાં જોઈતા નાણા ન હોતાં મહારાણી માનકુંવરબાનો ખાનગી ખજાનો કામ આવ્યો, અને યુદ્ધની બધી સાધન સામગ્રી એકઠી કરવામાં આવી.

અર્ધ લાખ તુર્ક, પઠાણ, અને મોગલ સૈન્ય સાથે લડવા દશ હજાર કચ્છી રાજપુતો અને મિયાણાઓ તૈયાર થઇ ભૂજ આવી પહોંચ્યા. બે હજાર સૈનિકોને કોઠારાના ગાદીપતિ હાલાજીની સરદારી અને દેવકરણ શેઠની વ્યવસ્થા હેઠળ ભૂજીયાના અધુરા કિલ્લાનું રક્ષણ કરવા રોકવામાં આવ્યા, અને આઠ હજાર સૈનિકો પાટવી કુંવર લખપતજી તથા મોરબીપતિ કાંયાજીના કુંવર અલિયોજી કટારીએથી સ્વદેશ અને સ્વધર્મની ખાતર મહારાવશ્રીની સહાયે આવ્યો હતો, તેની સરદારી અને મહેતા ચત્રભૂજ તથા કોટવાલ શૂરજીની વ્યવસ્થા નીચે રણજીત કોટ પર ભૂજનું રક્ષણ કરવા રોકવામાં આવ્યા.

સુબા શેરબુલંદખાનના સૈન્યે કચ્છમાં કૂચ કરી છેક માધાપુર પાસે પડાવ નાખી, ભૂજીયાપર હલ્લો કર્યો, કચ્છી તોપોએ ભૂજીયા-પરથી અગ્નિ વરસાદ વર્ષાવ્યો, છતાં સંખ્યા સમયે નવાબના લશ્કરે ભૂજીયાનો ભૂંડાગરો અને એકબીજો કોઠો એમ બે કબજે કર્યા, પણ બીજે દિવસે કચ્છી સૈનિકોએ શૂરવીરતાથી લડી, તે પાછા લઇ લીધા, અને લડાઇમાં એક નાગાબાવાને હાથે સુબાનો ભત્રીજો માર્યો જતાં, અમદાવાદી સૈન્યમાં નિરાશા ફેલાઇ, તેનો લાભ લઇ ત્રીજે દિવસે ત્રણ

હજાર સુનંદા ઘોડે સવારો સાથે યુવરાજશ્રી લખપતજીએ શેરબુલંદ ખાનની છાવણી પર ઓચીંતો હલ્લો કર્યો, અને મોટી કતલ ચલાવી, તેથી નવાબી લશ્કરમા ગભરાટ ફેલાયો અને નાશ ભાગ થઇ.

સુબા શેરબુલંદખાને માધાપુર પાસેથી છાવણી ઉપડાવી લાખાવ્રા પાસે નંખાવી, ત્યાં મિયાણાઓ તેનાપર તૂટી પડયા અને ભારે લૂટ ચલાવી. મોરબી નરેશ કાયોજી મહારાવશ્રી પાસે નાશી ગયો, એટલે મોટી હાર અને માર ખાઇ, સુબો અમદાવાદ પાછો ફર્યો.

શત્રુઓથી નિર્ભય થયેલા મહારાવશ્રી દેશળજીએ દેવકરણ શેઠની કાર્યદક્ષતા અને યુદ્ધ કુશળતાપર ખુશ થઇ, તેને દિવાનની પાઘડી પહેરાવી, રાજ્યકારભાર સોંપ્યું.

રાજ્યનો ખજાનો તર હોય, ભાયાતો સુખી અને સંતોષમા હોય, પ્રજા ખેતીવાડી અને વેપારથી સમૃદ્ધ હોય, તો ગમે તેવા કટોકટીના પ્રસંગે પણ વિજ્ય મળે, એમ વિચારી દેવકરણ શેઠે રાજ્યની વસુલાત વધારવા દરેક નાના મોટા ગામમા રાજ્યના આડતીયા નીમી જોઇતા નાણા અને બી ખેડુતોને પૂરા પાડયા; દેશનો જળવટનો વેપાર વધારવા ઓખા મંડળમા વસતા ચાચીયા લોકો માડવી બંદરના વહાણોને નુકશાન કરતા, તે અટકાવવા ત્યા 'કચ્છીગઢ' બંધાવી થાણુ બેસાડયુ; ભુજનો અધુરો કિલ્લો પૂરો કરાવી અંજાર, મુદ્રા, રાપર અને બાળંભાનો, એમ નવા કિલ્લા બંધાવ્યા. તેની કુશળ રાજનીતિથી કચ્છનું રાજ્યતંત્ર વ્યવસ્થિત બન્યું અને પ્રજા સુખી થઇ.

યુવરાજ કુંવર લખપતજી સ્વભાવે ઉડાઉ હતા. તેમના ઉડાઉપણાથી ઉત્તરાવસ્થાએ પહોંચેલ મહારાવશ્રી દેશળજી દીલગીર થઇ, વખતોવખત શીખામણ અર્થે કંઇક ઠપકો આપતા, ત્યારે કુંવર નાશી જવાની ધમકી આપતો, અને એકવાર તો તે ઉદયપુરના રાણા પાસે જઈ રહેવા તૈયાર થયા હતા. તેમને રાવશ્રીએ યુક્તિપૂર્વક સમજાવી શાંત કર્યો.

એક દિવસ યુવરાજશ્રી લખપતજી પિતાશ્રીથી રિસાઇ મોરબી નાશી ગયા, ત્યાં ત્રણ માસ રહી, પાછા કચ્છ વળી આવ્યા.

અકબરના સચીવ અને સેનાપતિ અબુલ ફઝલને પોતાના કાર્યમાં વિઘ્નકર્ત્તા જાણી, શાહજાદા સલીમે તેને મરાવી નાખ્યો, તેવી જ રીતે દેશળજી બાવાના દિવાન અને રણવિશારદ દેવકરણ શેઠને પોતાના કાર્યમા વિઘ્નકર્ત્તા જાણી યુવરાજશ્રી લખપતજીએ તેને મરાવી નાખ્યો.

સંવત્ ૧૭૯૭ મા દેવકરણ શેઠને મરાવી નાખ્યા પછી પણ લખપતજીની પૈસા સંબંધી તંગી મટી નહિ, એટલે ફરી વિચાર કરી, તેમણે બીજી યોજના યોજી.

મોગલ સમ્રાટ શાહજહાનેકેદ કરી શાહજાદો ઔરંગઝેબ દિલ્હીની ગાદીએ આવ્યો, તેમ પિતાને કેદ કરી પુત્ર લખપતજી ભૂજની ગાદીએ આવ્યા.

સંવત્ ૧૭૯૮ મા કેદ થયા પછી શાહજહાની પેઠે દશ વર્ષ કેદમા રહી સંવત્ ૧૮૦૮ મા મહારાવશ્રી દેશળજીએ સ્વર્ગવાસ કર્યો.

# મહારાવશ્રી લખપતજી

સંવત્ ૧૮૦૮-૧૮૧૭ ઇ. સ. ૧૭૫૨-૧૭૬૧

સંવત્ ૧૭૯૮માં મહારાવશ્રી દેશળજીને કેદ કરી ચોવીસ વર્ષની વયે લખપતજીએ કચ્છની રાજ્યલગામ હાથમાં લઈ, માંડવી સિવાયના બધા થાણદારો અને ગિરાસીઆઓપર પોતાની સત્તા સ્થાપી, પણ ખરી રીતે તો મહારાવશ્રી દેશળજીના દેહ થયા પછી સંવત્ ૧૮૦૮ના જેઠ વદિ ૧૧ના દિવસે રાજ્યભિષેક કરાવ્યો.

લખપતજી સ્વભાવે ઉદાર તથા સૌને રાજી રાખે તેવા હોવા છતાં તેમના ઉડાઉ વર્તન માટે ભાયાતો કચવાતા હતા. એકવાર તેરાના જાડેજાએ તેમની ઉડાઉ નીતિ માટે ઠપકો આપ્યો હતો, તેથી મહારાવશ્રી તેનાપર ચડી ગયા, અને કિલ્લાપર તોપનો મારો ચલાવ્યો, એટલે સુમરોજી નમી પડ્યો, અને શરણે આવી ક્ષમા માગી.

ગાદીએ આવ્યા પછી દેવકરણ શેઠના દીકરા પુંજાશેઠને મહારાવશ્રીએ દિવાનની પાઘડી બંધાવી, પણ તે મહારાવશ્રીનું ઉડાઉ ખર્ચ પૂરૂં પાડી શક્યો નહિ, તેથી તેનાપર વીસ લાખ કોરી દંડ કરી; પણ તે આપવા તેણે ના પાડી, એટલે જપાજપી થઇ, તેમાં તેના સાઠ માણસો માર્યા ગયા અને પુંજોશેઠ કેદ થયો.

પુંજા પછી રૂપજીશાને મહારાવશ્રીએ દિવાન બનાવ્યો, તેણે ચાર વર્ષ લગી મહામહેનતે લખપતજીનો ઉડાઉ ખર્ચ પૂરૂં પાડયું, પણ છેવટે થાકી પડયો, એટલે મહારાવશ્રીએ તેની જગ્યાપર ફરી પુંજા શેઠની નીમણૂંક કરી.

સંવત્ ૧૮૦૨થી સંવત ૧૮૦૬ લગી કેદમાં રહી, પુંજો શેઠ દેવાન થયો, કે તરતજ તેણે રૂપજીશાના બધા સગા સંબંધીઓને હરાવી નાખ્યા, અને તેને કેદ કર્યો, પણ પુંજો શેઠ ફરી લખપતજીની ઉડાઉ રાજનીતિ પોષી શક્યો નહિ તેથી તે ફરી પદભ્રષ્ટ થયો, અને

દિવાનપદે ગોર્ધન મહેતો આવ્યો. એટલે પૂજા શેઠે મહારાવશ્રીના સોળ વર્ષના કુંવર ગોડજીને રાજ્ય કારભારમાં માથું મારવા ઉશ્કેર્યો.

પૂજા શેઠની ઉશ્કેરણીથી કુંવરે પિતા પાસેથી રાજ્ય ભાગ માગ્યો, તે આપવા મહારાવશ્રીએ નાપાડી, તેથી ગોડજી રીસાઇ પોતાની મા સાથે મુદ્રે નાશી ગયા, અને ત્યાં રહ્યા.

ભૂજ છોડયા પહેલાં પોતાના પ્રતિસ્પર્ધિ ગોર્ધન મહેતાનો અંત આણવા પૂજા શેઠે યુક્તિ રચી. દિવાનને ઘેર બારી બારણા બંધ કરાવી નજીવી વાતો કરી આવ્યો, એટલે મહારાવશ્રીને શક ગયો કે મહેતાએ શેઠ સાથે યુવરાજ કુંવરને નસાડી મૂકવાની યોજના યોજી છે. તેથી બન્ને જણાને મરાવી નાખવા મહારાવશ્રીએ મારા મૂક્યા. પૂંજો શેઠ યુવરાજશ્રી અને મહારાણી પાસે મુદ્રે નાશી ગયો, અને ગોર્ધન મહેતો નકામો માર્યો ગયો

ગોર્ધન મહેતાના મૃત્યુ પછી રૂપજીશા દિવાન થયો, તેણે દોઢ વર્ષ સુધી દિવાનગિરી ભોગવી. તેના પછી કચ્છના એલચી તરીકે કાબુલમાં સારૂં કામ કરી કચ્છમાં પાછા આવેલ તુલસીદાસને દિવાનનો હુદ્દો સોંપવામાં આવ્યો.

પૂજાશેઠની સલાહ પ્રમાણે યુવરાજશ્રી ગોડજી મુદ્રામાં સ્વતન્ત્રપણે રહેતા, પણ અગ્નીઝબેગ નામના એક બદચાલના જમાદારપર વધારે વિશ્વાસ રાખતા, તેની સલાહથી મદનશા વાણીયાની ગુડાવારે આવેલા દેશપરદેશના કાળીયા પાસેથી યુવરાજકુંવરે બળાત્કારે મોટી રકમ લીધી તેથી મહારાવશ્રીને ઘણો ક્રોધ ગયો, અને ડર બતાવતા ફોજ મૂકી, એટલે કુંવર મોરબી નાશી ગયા, અને ત્યાંથી લશ્કર લઈ આવવા તૈયાર થયા

મોરબીથી આવતા લશ્કર સામે લડવા જોઇતી તૈયારીમાં થોડો પ્રમાદ કરવાથી મહારાવશ્રીએ દિવાન તુલસીદાસને રજા આપી, તેની

જગ્યાએ દેવજીની નીમણુક કરી, તેણે લડાઇની સારી ગોઠવણ માગો-પાગ કરી નાખી

સંવત્ ૧૮૧૪ માં યુવરાજ કુંવર ગોડજી મોરબીથી લશ્કર લઇ આવ્યા, પણ મહારાવશ્રીએ પૂંજાશેઠને દૂર કરી મુદ્દો માચવવાની શરતે તેમને સમજાવી લીધા, તેથી પૂંજો મોથારે જઇ રહ્યા ત્યાં તેને ગોડજી માસિક એક હજાર કોરી મળતા હતા

રામસંગ નામનો એક કચ્છી નાખવો યુરોપમાં જૂદા જૂદા હુન્નર શીખી ભૂજ આવ્યો, તેની પાસેથી મહારાવશ્રીએ એક પાશ્ચિમાત્ય પદ્ધતિનો "આઇના મહેલ" બંધાવ્યો, તે અદ્યાપિ જળવાઇ રહ્યો છે

રામસંગની દેખરેખ હેઠળ મહારાવશ્રીએ તોપો બનાવવાનું કારખાનું ઉભું કરાવ્યું તેમાં સંખ્યાબંધ તોપો ઉપરાંત બીજીપણ કારીગિરીની કેટલીક ચીજો બનતી, તેથી કચ્છી હુન્નર ઉદ્યોગની ખીલવણી થતી એટલુંજ નહિ, પણ તેમાં ઘણા કચ્છીઓને તે શીખવાની તાલીમ પણ મળતી

કોઈ મોટી લડાઇ ન થવાથી મહારાવશ્રી લખપતજીના સમયમાં શાન્તિ હતી ખેતીની આબાદી હુન્નર ઉદ્યોગની ખીલવણી અને વેપારની વૃદ્ધિ સારી રીતે થઇ હતી દરબાર અને કચેરી ભરવાની પ્રથા તથા [illegible] અને નાણું એનચીઓ રાખવાનો રિવાજ પણ ત્યારથી શરૂ થયો હતો

સંવત્ ૧૮૦૩ માં દિલ્હીના મોગલ બાદશાહ આલમગીર બીજાને અને કાબુલના અમીરને મહારાવશ્રી લખપતજીએ મોટી લશ્કરી સહાય આપી હતી તેથી બાદશાહે 'મિરઝાનો ખિતાબ અને અમીરે 'મહારાજાધિરાજ'ની પદવી મહારાવશ્રીને આપી હતી

મહારાવશ્રી લખપતજી સાહિત્ય પ્રેમી હોવાથી વિદ્વાનોને સારો આશ્રય આપતા. તેમણે ભટ્ટાર્ક કનકકુશળજી પાસેથી વ્રજભાષાનો અભ્યાસ કર્યો, અને કચ્છમાં કેળવણી પ્રચાર અર્થે તેની દેખરેખ નીચે વ્રજભાષા પાઠશાળાની સ્થાપના કરી

નાદુરસ્ત તબીયતને લઈ રાજકારભારપર મહારાવશ્રીની પૂરતી દેખરેખ ન હોવાથી, દિવાનોની વારંવાર ફેરબદલીથી તથા યુવરાજ કુમારશ્રી રિસાઇ મુંદ્રે નાશી જવાથી, સંવત ૧૮૧૬ લગભગ કચ્છમાં અવ્યવસ્થા ઉભી થઇ, રાજ્યાધિકારીઓ સ્વચ્છંદી બની બેઠા, અને પારકર તથા વીરાવાવમાંથી ત્યાંના સોઢા ગિરાસીયાઓએ કચ્છ દરબારના થાણા ઉઠાડી મૂક્યા.

વિલાસી જીવન ગાળવાથી ચુમાલીસવર્ષની નાની વયે લખપતજીને અસાધ્ય રોગ લાગુ પડ્યો. મૃત્યુ પાસે આવેલ જાણી, મહારાવશ્રીએ પોતાના સરદારો અને મુખ્ય ભયાતોને પોતા પાસે બોલાવી માનસંગજી, ખાનજી, સબળસંગજી કલ્યાણજી, મેઘજી અને કાનજી એમ છ અનૌરસ પુત્રોમાંથી ગમે તે એકને પસંદ કરી પોતાની પાછળ રાજ્ય ગાદીએ બેસાડવાની વાત કરી, પણ સરદારો અને ભયાતોએ તો ખરા હકદાર અને વારસ યુવરાજશ્રી ગોડજીને જ ગાદીએ બેસાડવાનો આગ્રહ કર્યો, અને કુંવરને મુંદ્રેથી બોલાવી લેવાની સલાહ આપી.

સંવત્ ૧૮૧૭ના જેઠ સુદ ૬ના દિવસે મહારાજાધિરાજ મિરઝાં મહારાવશ્રી લખપતજીએ સ્વર્ગવાસ કર્યો. તેમની પાછળ પંદર રખાતો પણ સતી થઇ.

# મહારાવશ્રી ગોડજી બીજા

સંવત ૧૮૧૭-૧૮૩૫ ઇ. સ. ૧૭૬૧-૧૭૭૯.

મહારાવશ્રી લખપતજીના દેવ થવાના સમાચાર સાંભળી યુવરાજ કુમારશ્રી ગોડજી મુંદ્રેથી રસાલા સાથે ભૂજ આવી પહોંચ્યા, અને સરદારો તથા ભાયાતોની સહાયથી નિર્વિઘ્ને ગાદીનશીન થયા, અને રાજ્ય લગામ હાથમાં લઈ જીવણશેઠને દિવાન બનાવ્યો.

નાદુરસ્ત તબીયતને કારણે સ્વર્ગવાસી મહારાવશ્રીની રાજકાજમાં પૂરતી દેખરેખ રહેતી ન હોવાથી, દિવાનોની વારંવાર ફેરબદલી થવાથી તથા પોતે રિસાઇ મુંદ્રે ચાલ્યા જવાથી સંવત ૧૮૧૬ થી રાજ્યમાં જે અવ્યવસ્થા ઉભી થઇ હતી, તે તરફ ગોડજીએ સૌથી પહેલું ધ્યાન આપ્યું.

ગોડજીના ગાદીએ આવ્યાના સમાચાર સાંભળી, દિવાન થવાની આશાએ પૂંજો શેઠ જુનાગઢથી રવાને થયો. ભૂજ આવી મહારાવશ્રીને સમજાવીને દિવાન થશે, એવી શંકાથી જીવણ શેઠે પૂંજાને ભૂજ આવતો અટકાવ્યો. તેથી નિરાશ થઇ, પૂંજો કંથકોટ અને જાડાવાડે ગયો, પણ ત્યાંએ દિવાન જીવણ શેઠની ધાકથી તેને આશ્રય મલ્યો નહિ, એટલે પૂંજો વીરાવાવના સોઢા પાસે ગયો અને તેમને આશ્રયે રહ્યા.

પોતાના બાપના એક નજીવા શિરસ્તેદાર જીવણ શેઠે કરેલ અપમાનનો બદલો લેવા તથા કચ્છ રાજ્યનો દિવાન થવા પૂંજા શેઠે વીરાવાવમાં બેઠે બેઠે યોજના યોજી.

ગુલામશાહ કલોરો સિંધપર રાજ્ય કરતો હતો. કચ્છ જીતી, ત્યાં રાજ્ય ચલાવવાની તેની ઘણા લાંબા સમયથી ઈચ્છા હતી, પૂંજા શેઠને તેની માહિતી હતી, તેથી તેણે બાદશાહના દિવાન ગિધુમલની સાથે પત્રવ્હેવાર ચલાવ્યો.

પરિણામે ગિદુમને શાહ પાસે બધી વાત કરી, અને તેના ફરમાનથી શેખને મોટા માન સાથે સિંધ બોલાવ્યો, અને પૂજા સાથે રૂબરૂ મસલત કરી, કચ્છપર ચડાઇ કરવાની સિંધુપતિએ તૈયારી કરવા માંડી

સિત્તેર હજારના મોટા લશ્કર સાથે ગુલામશાહ કચ્છ જીતવા આવે છે, એ સમાચાર મહારાવશ્રી ગોડજીને મળતા, તેમણે લડવા માટે ભારે તૈયારીઓ આદરી, રાજ્યના બધા ભાયાતોને પોતાના મોટા લશ્કર સાથે ભૂજ આવવા કહેણ મૂક્યા, તેમજ નવાનગરના ગાદીપતિ જામ લાખાજી પાસેથી એક હજાર સૈનિકોની સહાય અને રાયધણપુરથી નવનાખ મારીને ભાડે એક ઘોડેસવારની ટુકડી બોલાવી

મિત્તર હજારના દુશ્મનના ભાવ લશ્કરથી શત્રુ રક્ષણ કરવા હોઇથી, મોકળસિંહ, ભુજ બારાચ, વીરભદ્ર, અમ ા, આદેસ, મિયાણા, જત, મોરીચા આમર, નોતીયાર, સમા, સુમરા, સૈયદ અને મનક નવયુવાન યોદ્ધાઓ વાગડ મિયાણી, પાવર, અમ ાસા, કાઠી, નગ, ગરડા વગેરે સ્થળેથી ભૂજ આવી પહોંચ્યા, તેમની સરદારી વિઝાગના ઠાકોર લાખાજીએ અને દિવાન દેવણશેઠે લીધી

લાખા અને દેવણશેઠે પોતાના સૈન્ય માટે કચ્છની સરહદે ઝારાના ગઢપર છાવણી નાખી અને સિંધી લશ્કરનો આવવાનો માર્ગ ઉજ્જડ કર્યો

મોગ સિંધી લશ્કર સાથે સિંધુપતિ કચ્છ ઉપર રણ ઓળંગી કચ્છપર ચઢી આવ્યો સરહદપર અગાઉથી ઉજ્જડ કરેલા જળાશયોમાં જળ નહોવાથી તેના લશ્કરને પાણીની તંગી પડી તેથી સિંધીઓ હાલ બેહાલ અને બેજાર થયા પગ મળ મહેનતે ઝારા પાસે બપોર પછી આવી પહોંચ્યા

આ વખતે ઝારાના ડુંગરપરથી હેઠા ઉતરી શ્રમથી થાકેલા અને પાણી વિના હાલ બેહાલ થયેલા ગુલામશાહના સૈન્યપર છવણશેઠે હુમલો કર્યો હત, તો સહેજમાં વિજય મેળવી શકત, પણ પ્રધાનમાં કુશળ સેનાપતિની બુદ્ધિ ન હતી, તે પોતાના બળપર મુસ્તાક રહી, બે દિવસ લગી ઝારાના ડુંગરપર મોરચા માંડી પડી રહ્યા. તે દરમ્યાન સિંધી લશ્કરે ખુબ આરામ લઇ તાઝગી મેળવી લીધી.

બે દિવસ વિશ્રાંતિ લીધા પછી વહેલી સવારે સિંધી લશ્કરે ઝારાપર હલ્લો કર્યો, તેથી કચ્છી તોપચીઓએ જામગરી પેટાવી, પણ કમભાગ્યે એ જંગીતોપ પહેલે જ ભડાકે ફાટી, તેથી કચ્છી લશ્કરમાં ગભરાટ ફેલાયો, તેનો લાભ લઈ, સિંધી લશ્કર ટેકરીપર ચડી ગયું, ત્યાં હાથો હાથની લડાઇ ચાલી, તેમાં પહેલે જ જપાટે, છવણશેઠ અને તેના કેટલા યે યોદ્ધા ખપી ગયા, એટલે લાખાજીએ થોડીવારમાં ફરી કચ્છી લશ્કરને વ્યવસ્થિત કરી, વ્યુહરચના ગોઠવી, અસાધારણ કુનેહ અને વીરતાથી લડાઈ કરી.

સૂર્ય જેમ જેમ ઉંચે ચડતો ગયો, તેમ તેમ સંગ્રામ ભયંકર બનતું ગયું, સિંધી લશ્કર કપાતું ગયું, અને તેની જગ્યાએ નવું લશ્કર આવતું ગયું, પણ કચ્છી લશ્કર માટે એવી ગોઠવણ કરવામાં આવી ન હતી, તેથી સિંધના પ્રચંડ સૈન્ય સામે કચ્છની નાનકડી સેના ટકી શકી નહિ, એટલે સાંજ પડે સિંધીઓએ ઝારાનો કબજો લીધો.

ઝારાપર વિજય મેળવી ગુલામશાહ પોતાના બાકી રહેલા લશ્કર સાથે આગળ વધ્યો, માર્ગમાં આવતા તેરા, કોઠારાપર હલ્લો કરી, ત્યાંના ભાયાતો પાસેથી મોટી રકમ દંડમાં લીધી, પણ રાપર-ગઢવાળીના કિલ્લાપરથી ગોલંદાજોએ તોપોનો મારો શરૂ કર્યો, એટલે સિંધીઓ નાશી સાંધાણ આવ્યા, ત્યાં પણ એવા જ હલ્લા થયા, એટલું જ નહિ, પણ સેનાપતિ દરિયાખાન માર્યો ગયો.

લૂંટફાટ કરતું, અને ગામડાઓ ઉજ્જડ કરતું ગુલામશાહનું લશ્કર

ભૂજ તરફ ધસી આવે છે, એ સમાચાર સાંભળી, મહારાવશ્રીએ પૂંજાશેઠને ખાનગી રીતે સંદેશો કહાવી સમજાવી લીધો.

કચ્છના ગામડાઓ લૂટતા અને જાગીરદારો પાસેથી દંડ વસૂલ કરતા ગુલામશાહના સૈનિકો ઘણા કામ આવી ગયા હતા, અને રાપર ગઢવાળી તથા માધાપુ પાસે મોટી હાર થઇ, અને સેનાપતિ દરિયાખાન માર્યો ગયો, તેથી ગુલામશાહ ગભરાયો, અને શુ કરવું તેની પૂંજાશેઠ પાસે સલાહ માગી.

પોતાની ધારણા પ્રમાણે જીવણશેઠનો અંત આવ્યો હતો, અને દિવાન પદ મળવાની આશા હતી, તેથી ગુલામશાહ સાથે પૂંજાશેઠનો સ્વાર્થ પૂરો થયો હતો, એટલે તેણે ગુલામશાહને પાછા સિંધ ફરવાની સલાહ આપી, પણ શાહે રાજ્યકન્યા લગ્નમા મળે, તો પાછા વળી જવાની ઇચ્છા દર્શાવી, તે પ્રમાણેની ગોઠવણ કરવા વચન આપી, પૂંજા શેઠે પોતાના દીકરા દેવજીને ઓળમા આપી, ગુલામશાહને પાછો વાળ્યો

પૂંજો શેઠ ભૂજ આવ્યો, તેને દિવાનગિરી મળી રાયધણપુરની ઘોડે સ્વારની ટુકડીને પગાર ન મળવાથી તે ભૂજ કબજે કરવા તૈયાર થઇ હતી. તેને સમજાવી ને ધમકાવી તેણે રાયધણપુર રવાની કરી.

ઝારાના યુદ્ધમા ઘણું ખર્ચ થયું હતુ તેની ખોટ . પૂરી પાડવા વાગડ; કંથકોટ અને અબડાસામા નલીયાપર ચડાઇ કરી, પૂંજો શે મોટી રકમ લઇ આવ્યો.

ગુલામશાહ સાથે કરેલ કરાર પાળવા પૂંજો શેઠ મહારાવશ્રી ગોડજીને હમેશાં કનડ્યા કરતો, તેથી કંટાળી મહારાવશ્રીએ તેને કેદમ નંખાવ્યો, અને ઝેર ખવડાવી મરાવી નાખ્યો, તે સાંભળી ગુલા શાહ ફરી અર્ધ લાખના લશ્કર સાથે કચ્છપર ચડી આવ્યો, મુગુન ગિરાસીઆઓએ તેને માર્ગમા અટકાવ્યો, પણ તેઓ માર્યા જત ગુલામશાહ આગળ વધ્યો, તેણે ભૂજથી થોડે દૂર રુદ્રાણી માતા પા છાવણી નંખાવી દિવાન ગિધુમલને રાવશ્રી પાસે મૂક્યો. તેણે પૂંજાશે

મરાવી નાખવાના તથા કરેલ કોલ કરાર તોડી નાખવાના કારણો પૃછયા. તેને મહારાવશ્રીએ ઉત્તર આપ્યો, કે "પૂંજે ગમે તેવા કોલ કરાર કરી આપે, તે પાળવા અમે બંધાયલા નથી, અને એટલા માટે જ પૂંજાને મોતની શિક્ષા કરવામાં આવી છે."

દિવાન ગિધુમલે ભૂજના કિલ્લાની ઉંચાઇ અને તમામ લશ્કરી તૈયારીના ગુલામશાહ પાસે વખાણ કર્યાં, એટલે શાહે મહારાવશ્રી સાથે સુલેહના સંદેશા ચલાવ્યા, પરિણામે ખાખરના જાડેજાની કુંવરી પરણી શાહ સિંધ પાછો ફર્યો, રસ્તે લખપતમાં પાંચ હજાર સૈનિકોનું મોટું થાણું બેસાડ્યું, અને હિમાલયના પાણી કચ્છના વિશાળ પ્રદેશ બન્ની અને ગરડામાં કોરી નામની સિંધુની શાખા વાટે આવતા. તે અટકાવવા અલિબંધ પાસે એક "બંધ" બંધાવ્યું, તેથી કચ્છ દેશને અસાધારણ નુકશાન થયું, અને કચ્છ રાજ્યને દર વર્ષે ચોખાના પાકના ભોગમાંથી આઠલાખ કોરીની પેદાશ થતી અટકી, અને કચ્છ હમેશને માટે હિમાલયના પાણીથી વંચિત થયું.

સંવત્ ૧૮૨૮ માં ગુલામશાહ મરણ પામ્યો, એટલે સિંધની ગાદીએ તેનો શાહજાદો શર્ફરાજ આવ્યો, તેનામાં રાજ્ય ચલાવવાની જોઇએ તેટલી શક્તિ ન હોવાથી, તેની પાસેથી પૂંજશેઠનો દીકરો દેવજી નાસી છૂટો, અને લખપત આવી ગુલામશાહે બેસાડેલ થાણું ઉઠાડી મૂક્યું.

પછી દેવજી ભૂજ આવ્યો, તેને મહારાવશ્રીએ દિવાન થવા આગ્રહ કર્યો, પણ તેણે ના પાડી, લખપત બંદરની ખીલવણી કરવા ઇચ્છા દેખાડી. તેમ કરવાની મહારાવશ્રીએ તેને રજા આપી, એટલે દેવજી લખપત આબાદ કરવા મંડી ગયો, તેની બુદ્ધિ શક્તિ અને કાર્યદક્ષતા પ્રત્યે આકર્ષાઇ ફરી મહારાવશ્રીએ દિવાન બનાવવા તેને ભૂજ બોલાવ્યો. આ વાત કેટલાક દરબારીઓને ન રૂચતાં, તેમણે એને દગાથી રસ્તામાં મરાવી નાખ્યો.

નવાનગરનો જામ લાખો હળવદથી પરણ્યો હતો તેને નાનજી, ભવાન અને મેરામણ ઉર્ફે મેરૂ દાયજામા મળ્યા હતા એ ત્રણે અજા ખવાસના દીકરા થતા હતા

નાનો મેરૂ ચપળ અને ચાલાક હોવાથી જામ લાખાનો માનીતો થઈ પડ્યો તેની સલાહ પ્રમાણે જામ ચાલવા લાગ્યો, આ વાત રાણી વજુમાને પસદ ન પડી તેણે નાનજીને મરાવી નાખ્યો, અને ભવાન તથા મેરને દેશપાર કરાવ્યા

સવત ૧૮૭૮ મા લાખો મરણ પામ્યો, એટલે થોડા માણસો સાથે મેરૂખવાસ દરબારગઢમા દાખલ થયો, અને વજુમાને કેદ કરી પાટવી કુવર જસાજીને નવાનગરની ગાદીએ બેસાડી, રાજ્યલગામ પોતાના હાથમા લીધી

પૂજા શેઠના મરણ પછી કચ્છમા અવ્યવસ્થા ચાલી, તેના પછી દિવાન આવતા ગયા, અને દગાથી મરાતા ગયા એટલે રાજ્યમા ગડબડ વધતી ગઈ તેનો લાભ લઇ મેરૂખવાસે બાલભાનો કિલ્લો લઇ લીધો

મહારાવશ્રી ગોડજી સ્વભાવે વહેમી હતા. પોતાપર આફત આવવાના ભયથી તેમણે કેટલાક મીદીઓને પોતાના અંગરક્ષક તરીકે રાખ્યા હતા તેઓ રાજકાજમા માથુ મારવા લાગ્યા તેમની સત્તા દિવસાનુદિવસ અસહ્ય થઇ પડી, એટલે રાણીઓની સમતિથી રાજ્યના ભાયાતો અને સરદારોએ રાવશ્રી ના મહેલની આસપાસ ચોકી પહેરા રાખી ચારસો મીદીઓને દેશપાર કર્યા, આથી ક્રોધે ભરાઇ ભૂજ છોડી મહારાવશ્રી માડવી ગયા, અને નવો મહેલ બધાવવા લાગ્યા.

સવત ૧૮૩૧ મા શર્ફરાજ કચ્છપર ચઢી આવ્યો આધોઇ અને ચોબારીના ગિરાસીઆઓ પાસેથી મોટા દડ લઇ, કથકોટના ઠાકોરની દીકરી પરણી તે સિધ પાછો ફર્યો, અને તરત મરણ પામ્યો. તેના પછી તેનો શાહજાદો અબ્દુલનબીખાન સિધની ગાદીએ આવ્યો. તેણે મીરબીજારને વઝીર બનાવ્યો

આ વખતે સિધમા કલ્હોરા અને તાલપુરા વચ્ચે વૈમનસ્ય ચાલતુ

હતું. મીરબીજરનો બાપ તાલપુરા પક્ષનો હોવાથી કલોરા ટોળીના અબ્દાનીહુસેને તથા લાખાઅલોચે તેને મારી નાખ્યો. મીરબીજરના વજીર પદે આવ્યાથી અબ્દાનીહુસેનને તથા લાખાઅલોચને સિંધમા રહેવું સલામત ન લાગ્યું, તેથી તેઓ મહારાવશ્રી ગોડજીને આશ્રયે ભુજ આવી રહ્યા.

સિંધના વઝીર મીરબીજરે હુસેન તથા લાખાઅલોચને સોંપી આપવા કચ્છના મહારાવશ્રીને લખી મૂક્યું, પણ તેમ કરવાની ગોડજીએ ના પાડી, તેથી મોટા લશ્કર સાથે મીરબીજર કચ્છપર ચડી આવ્યો, પણ ભુજ આવવાની હિંમત ન ચાલતાં આજુબાજુના લૂટ ચલાવવા લાગ્યો. તે અટકાવવા મહારાવશ્રીએ મોટા લશ્કર સાથે મિરઝાં કુરપાબેગને મૂક્યો. બિટ્ટા પાસે બન્નેનો ભેટો થયો, ત્યા હાથોહાથનું યુદ્ધ જામ્યું, તેમા સિંધના લગભગ સૈનિકો માર્યા ગયા, એટલે મીરબીજર મોટી નુકશાની અને ભારે હીણપત સાથે ઉભેરણે સિંધ નાઠો.

આ વિજય મેળવી મિરઝા કુરપાબેગ ભુજ આવ્યો, ત્યારે અભિમાન અને ગર્વથી એટલો બધો ફુલાઈ ગયો કે તે કોઇને પણ ગણકારતો નહિ.

એક દિવસે, શરણે આવેલ અબ્દાનીહુસેન તથા લાખાઅલોચ પાસે પોતાની બડાઇ હાકના હાંકતા તે ગાળો આપવા લાગ્યો, તેથી ક્રોધે ભરાઈ તેમણે તે જ વખતે તેને ઠાર કર્યો.

કુરપાબેગના મરણ સમાચાર સાંભળી મહારાવશ્રીએ હુસેન તથા લાખાને પોતા પાસે બોલાવ્યા અને તેમની વીરતા માટે તેમને ધન્યવાદ આપી, બાડા અને બાયડમાં થોડો ગિરાસ બક્ષિસમાં આપ્યો.

સંવત્ ૧૮૩૫ ની નાગપંચમીને દિવસે સ્વારીમાંથી પાછા આવ્યા પછી મહારાવશ્રીને વર્ષોથી થયેલા ભગંદરના રોગની પીડા અસાધ્ય થઇ, અને તે ૭ દિવસ ચાલી, અને સાતમે દિવસે તેની અસહ્ય વેદનાથી મહારાવશ્રીએ દેહ છોડ્યો.

# મહારાવશ્રી રાયધણજી બીજા

## કચ્છમાં અવ્યવસ્થા અને પરિવર્તન.

સંવત્ ૧૮૩૫–૧૮૭૦ ઈ સ ૧૭૭૯–૧૮૧૪.

મહારાવશ્રી ગોડજીના દેવ થયા પછી યુવરાજ કુમારશ્રી રાયધણજી સંવત્ ૧૮૩૫ ના શ્રાવણ સુદ ૧૪ ને રોજ પાટનગરની ગાદીનશીન થયા તેઓશ્રીની ચૌદવર્ષની નાની વયને કારણે રાજ્યકારભારની બધી સત્તા દિવાનના હાથમા હતી દિવાન દેવચંદ શેઠની શાંતિ અને વ્યવસ્થા તરફની વલણનો વડદૈયા ચોકીને અભાવ આવ્યાથી તેને મારી નાખવાની એમણે યોજના યોજી.

એક દિવસે દેવચંદ શેઠ રાજ્યમહેલમા દાખલ થતાજ સીદીઓના સરદાર જમાલ મિયાએ તેને પકડાની કેદ કર્યો, અને અંજાર, મુંદ્રા, તથા રાપરમા કારભાર કરતા તેના બીજા ભાઇઓને તેજ દિવસે ભુજ બોલાવી કેદ કર્યા, અને ભાગે દડ લઇ મારી નાખ્યા

દેવચંદ શેઠના મરણ પછી મહારાવશ્રી રાજકાજમા કુશળ માતુ-શ્રીની સલાહ પ્રમાણે રાજ્ય કરતા, પણ તેમના સ્વર્ગવાસ પછી રાવશ્રી રાયધણજીનો અંગરક્ષક સીદીમરીચ રાજ્યમા સર્વસ્વ બની બેઠો, પણ તેનાથી રાજ્યકારભાર ચાલ્યો નહિ, એટલે મહારાવશ્રીએ વાઘા પારેખને દિવાન નીમ્યો, તેણે લુહાણાઓને સહાય આપનાર પત્રીના ઠાકોર ભારાજીપર ચડાઇ કરી, તે કિલ્લો લઇ લીધો, તેથી જાડેજા ભાયાતોમા ઉશ્કેરણી ફેલાઇ

વાઘા પારેખ તરફ ભાયાતોની ઉશ્કેરણીનો લાભ લેવા સીદી મરીચે તેને મરાવી નાખવા પ્રયાસ આદર્યો, તેની વાઘા પારેખને જાણ થતા, રાજ્યમા રાણીઓ અને ભાયાતોને પોતાના પક્ષમા લઇ, તેણે સીદીઓને દેશપાર કરાવ્યા.

સંવત ૧૮૩૯ માં તાલપુરા ગાદીના મીર ફતેહઅલી કલોરા-વંશના મિયાં અબ્દુલનબીને સિંધમાંથી કહાડી, ગાદીએ આવ્યો. તેની પાસેથી પોતાનું રાજ્ય પાછું મેળવવા પૈસા અને સૈનિકોની સહાય માગવા મિયાં અબ્દુલનબીખાન જોધપુરના રાજા વિજયસિંહ પાસે ગયો, ત્યાંથી મદદ મેળવી રાયધણપુરને રસ્તે થઈ, કચ્છના મહારાવશ્રીની સહાયતાની આશાએ ભૂજ આવ્યો.

અબ્દુલનબીને મદદ આપવા મહારાવશ્રી લશ્કર એકઠું કરતા હતા, ત્યાં તો સિંધથી મીર ફતેહઅલી લશ્કર ચડી આવ્યો, અને ચોબારી પાસે જોધપુરી સેના પડાવ નાખી પડી હતી, તેપર છાપો મારી એકાએક થયેલા હલ્લાથી તેમાં નાસભાગ ચાલી, કેટલાક સૈનિકો ઠાર અને કેટલાક ભૂજ નાસી આવ્યા, [illegible] કાબુલનો અમીર સિંધપર ચડી આવ્યાના સમાચાર સાંભળી મીર ફતેહઅલી ભૂજ તરફ આગળ ન વધતાં સિંધ પાછો ફર્યો.

આ બનાવ પછી ચાર વર્ષ તાલપુરા ગાદીના અમીરો સંજોગ વશાત પોતાના કુટુંબો સાથે મહારાવશ્રીના આશ્રય નીચે કચ્છમાં ગુપ્ત નિવાસ કર્યો મીર ફતેહઅલી ધીણોધરમાં અને થારા તથા બેગ-મહમ્મદ લોડાયમાં આવી રહ્યા.

મહમ્મદ પન્ના નામના એક પરદેશી ઇસ્લામીના ઉપદેશથી એક-વીસ વર્ષની કાચી વયને કારણે રાવશ્રીએ ઇસ્લામ ધર્મ તરફ પોતાનું વલણ બતાવ્યું, અને એક ગાંડા માણસની પેઠે બધા હિંદુઓને મુસલમાન બનાવવા અને બધી મૂર્તિઓનું ખંડન કરવા વિચારવા લાગ્યા.

રાવશ્રી ક્યારેક પોતાના અંગરક્ષક સીદીઓ સાથે ભૂજની બજારમાં ફરવા નીકળી પડતા, ત્યારે હિંદુઓ ઘર અને દુકાનો બંધ કરી, તેમાં ભરાઈ બેસતા, પણ કોઇ રડ્યું ખડ્યું સામે આવતું, તો તેના ભોગ જ મળતા. એકવાર ઓધવજી નામનો રાજગોર

પકડાઇ ગયો, તેને સીદીઓએ મુસલમાન થવા કહ્યું, પણ તેણે તેમ થવા ના પાડી, તેથી તેને કેદ કર્યો. તેને છોડાવવા તેની જ્ઞાતિના પ્રતિષ્ઠિત માણસોએ રાજ્યમહેલને બારણે ત્રાગા કર્યા, તેમાના ત્રણને રાવશ્રીના અંગરક્ષકોએ ઘાયલ કર્યા અને બાકીનાઓની માલ મિલ્કત લૂટી લીધી.

મૂર્તિઓનું ખંડન કરવા માટે રાવશ્રીને સમજાવી સીદીઓ માડવી લઈ ગયા. ત્યા ભાટીયા, વાણીયા, અને બ્રાહ્મણોની મોટી વસ્તી હોવાથી રાજમાર્ગપર જીવ હિંસા થઇ શકતી નહિ, એ રિવાજ તોડી સીદીઓએ ભરબઝારમા કેટલાક જાનવરોનો વધ કર્યો, તે તો બધાએ સહી લીધું, પણ મૂર્તિ ખંડન કરવા માટે સુંદરવરના મંદિર પાસે સીદીઓ મહારાવશ્રી સાથે આવી પહોચ્યા, ત્યારે માડવીમા વસતી હિંદુ પ્રજાની ધાર્મિક લાગણી ઘણી ઉશ્કેરાઇ, અને ત્યાં બધા હિંદુઓ એકઠા થઇ પત્થરા અને નળીયાનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા તેથી ત્રણ માણસો જખ્મી થયા અને બે માર્યા ગયા, એટલે પોતે ભારે સંકટમાં આવી પડ્યા, એમ જાણી જરા પણ વિલંબ કર્યા વિના રાવશ્રી રાયધણજી ભૂજ ચાલ્યા ગયા, તેમની આવી વર્તણુંકથી કંટાળી મહેલની રાણીએ અને રાજ્યના કર્મચારીઓએ તેમને કેદ કરવાનો નિશ્ચય કર્યો. દિવાન વાઘા પારેખે અંજારના કારભારી પોતાના ભાઇ કોરાને ચારસો માણસો સાથે ગુપ્તપણે બોલાવી લીધો. તેઓ મહેલમાં દાખલ થયા, પણ રાવશ્રીને તેની જાણ થતા તે અગાસીપર ચડી ગયા અને નિસરણી ઉપાડી લઇ ડેલીવેણ બીજે દરવાજેથી નીચે ઉતરી આવ્યો, અને અંગરક્ષકોને એકદમ એકઠા કરી, તેમનાપર હુમલો કર્યો, તેમા કેટલાક ગોળીથી વીંધાઇ ગયા, અને કેટલાક ધુમાડાથી ગુંગળાઇ મરણ પામ્યા. તેમની જાતીની ઓળખ ન પડતા રાવશ્રીએ બીડને નાકે એ શબના દગલા માટે એક ખાડો ખોદાવી તેમાં તેમને દટાવ્યા, અને તેપર એક ઓટલો ચણાવ્યો તેને લોકો 'બાવાસર કોમસર' કહે છે.

રાવશ્રીને કેદ કરવાને પ્રથમ કરવાથી રાજ્યના કારભારીઓ સ્વચ્છંદી થયા અજા મેરજી શેઠ, માડી રામજી ખવાસ, મુદ્રો મહમ્મદમિયાએ, લખપત તુર્કવાયદિનાએ, ગઢશીમા મોડજીએ એમ સૌએ પોતપોતાના તાબાના થાણા કબજે લીધા અને ગિરાસીયા સ્વતંત્ર બની બેઠા, કોઇ સર્વોપરિ સત્તા રહી નહિ, સૌ પોતપોતાનું ફાવતું કરતા, એટલે કચ્છના 'માથે તેની તરવાર'નો જમાનો શરૂ થયો, અને અરાજકથી અને અવ્યવસ્થા સર્વત્ર પ્રસરી.

મહમ્મદ પન્નાની ચીખવણીથી ગાદીએ ભુજમાં મૂર્તિ ખંડન માટે એક દિવસ મુકરર કર્યો, આ વાતની જાણ થતા ભુજની હિંદુ પ્રજામાં ગભરાટ ફેલાયો, અને શું કરવું, તે કોઇને સૂઝ્યું નહિ અંતે મહારાણી મોટી મ્યાણામાની મનાઇથી અંજારના કારભારી મેરજી શેઠ તે દિવસે મોટા લશ્કર સાથે ભુજના હિંદુઓની લાગણી બાળતી અટકાવતા તથા હિંદુ ધર્મ રક્ષણ બોલાવવાનું નક્કી થયું

મૂર્તિ ખંડન કરવાને દિવસે મહારાવશ્રીએ ભુજના દરવાજા બંધ કરાવ્યા, કે અંજારથી મેરજીશેઠ મોટા લશ્કર સાથે ભુજ આવી પહોંચ્યો, તેને મહાજનના માણસોએ છુપી રીતે દાખલ કર્યો ટોડી વારમા તેણે કિલ્લાનો કબજો લઇ લીધો, એટલે રાવશ્રી પોતાના માણસો સાથે મહેલમાં ભરાઇ ગયા, ત્યાં મેરજીશેઠે પણ દિવસ સુધી ઘેરો ઘાલી રાખ્યો, દરમ્યાન રાવશ્રીના અંગરક્ષકોને તાબે કરી ત્રીજે દિવસે તેમને કેદ કર્યા

રાવશ્રી રાયધણજીના કેદ થયા પછી તેમના ભાઈ પૃથ્વીરાજજી ઉર્ફે ભાઇજીબાવાને ગાદીએ બેસાડવામાં આવ્યા, અને મેરજીશેઠ, ડોસલવેણ, અરજો, ભગીદાસ, ભાગે, જીવો, ઓસમાણ ગફમાન, તુર્કવાયદિના ઇત્યાદિ બાર જણાઓને રાજ્યમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવા એ મહાકારી—બારભાયા રાજમંડળીમાં નીમવામાં આવ્યા

આ 'બારભાયા રાજમંડળી'એ ભાઇજીબાવાને નામે મોટું લશ્કર

એકઠું કરી - જશની ગયેલ સત્તા પાછી મેળવવા માટે પ્રયાસ આદર્યો રામજીખવાસ મહારાવશ્રીની સત્તાને ન ગણકારતા માડવી દબાવી બેઠો હતો તેનાપર ચડાઈ કરી, એટલે રામજીએ ભાઇજીબાવાની સર્વોપરિસત્તા સ્વીકારી અને ૮૦ હજારને રોજની સાતમો કોરી આપવી ઠરાવી તેને માડવીનો કારભારી તરીકે પરવાનો લખી આપ્યો, અને તેવીજ રીતે બીજા ગિરાસીઆ અને કારભારીઓને રાવશ્રીની અન હેઠળ આણ્યા

'બારભાયા'ના વ્યવસ્થિત રાજ્યકારભારથી કચ્છી પ્રજામા આનદ વ્યાપ્યો, પણ તે થોડા સમયને માટે, કેમકે તેમની વચ્ચે અરસપરસ ઇર્ષા ઉત્પન્ન થઇ, અને માહો માહેના વૈમનસ્યે ઐક્ય તાનો અત આણ્યો અને બે પક્ષ પડયા, તેમા ભાઇજીબાવાની માતુશ્રી અમામાઇની મેવજી શેઠપર કૃપા દ્રષ્ટિ હોવાથી તેનો પક્ષ બળવાન થયો

રોહાના ઠાકોર કેશરજીને પોતાની સ્ત્રી સાથે અણબનાવ થતા તેણે ઠકરાણીને કહાડી મૂકી, અને ભરણ પોષણ કરવા ના પાડી, તે અમાબાઈની સગી હોવાથી તેની પાસે આવી, અને ધણી પાસેથી ગેટવા અપાવવા યાચના કરી, એટલે અમાબાઇએ તેના ભરણ પોષણની ગોઠવણ કરવા મેવજી શેઠને મોટા લશ્કર સાથે રોહા મૂકયો ત્યા થોડી જપાજપીને પરિણામે સધી થઇ, પણ ભાયાતોમા અસતોષ ફેલાયો તેઓને પોતાના હક્ક અને સલામતી જોખમમા આવી પડવાની બીક લાગી, તેથી તેમણે મેવજીશેઠનો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો

એક દિવસે મેવજી શેઠે બારભાયા રાજ્યમડળના સભ્યોને પોતાને ઘેર મિજબાનીની માટે નિમ ત્ર્યા હતા બધા જમવા બેઠા, ત્યારે ખાણામા ઝેર ભેળવેલ છે, એમ કહી એક ઉઠયો, એટલે દગો થયો જાણી બધા સાથે ઉઠી ગયા તેમના ભયથી મેવજી શેઠ અજાર નાશી ગયો, ત્યા આખો તાલુકો કબજે કરી તે સ્વતત્રપણે રાજ્ય કરવા લાગ્યો

મેરુજી શેઠ કંઇ કામ પ્રસંગે અંજાર ગયો, પાછળથી ફતેહમહમ્મદ નામના એક જમાદારે રાવશ્રીના કાન ભંભેર્યા અને તેને ફરી ભૂજમાં આવતો અટકાવવાનો હુકમ કઢાવી મીઠી છરીથી તેના લશ્કરને ફોડી, તેના હજુરીઆઓને ભૂજમાંથી હાંકી કઢાવી ગાયધણજીપર પોતાની લાગવગ જમાવી

રાવશ્રી આમ છૂટા ફરે અને ફાવે તેમ કરે, એ રાજ્ય અને પ્રજા માટે ભયાવહ જાણી ફતેહમહમ્મદે તેમને કેદ કરવાનો નિશ્ચય કર્યો તેની રાવશ્રીને જાણ થતા નિત્ય નિયમ અનુસાર જમાદાર સલામે આવ્યો ત્યારે તેનાપર રાવશ્રીએ ખંજરનો ઘા કર્યો, તેથી ફતેહમહમ્મદ નાઠો અને પોતાના માણસો લઇ ગામગઢમાં ભરાઇ બેઠો તેનાપર બે દિવસ લગી રાવશ્રીએ હલ્લા કર્યો, પણ તે દરમ્યાન તો તેણે મોટા લશ્કર સાથે ડોસલવેણને મુંદ્રેથી બોલાવી લીધો, પછી સને જણે સાથે રહી રાવશ્રીને કેદ કર્યા, અને ફરીથી બાઇજીબાવાની સર્વોપરીસત્તા હેઠળ ‘બારભાયા’ રાજ્યસભાની સ્થાપના કરી

એ ‘બારભાયા’ રાજસભાએ એક વરસ લાગી આખા કચ્છમ સુલેહશાંતિ પાથરવા પ્રયાસ કર્યો, પણ ડોસલવેણ સ્વભાવે ઉતાવળીઓ અને આવેશવાળો હોવાથી તેને બાઇજીબાવા સાથે અણબનાવ થતા તેણે બાઇજીબાવાના નામથી ચાલતા રાજકારભારની અવગણના કરી એટલુંજ નહિ પણ જાડેજા ભાયાતો સાથે પણ તેણે સારો મેળ રાખ્યો નહિ, એટલે એ બધે ઠેકાણે અપ્રિય થઇ પડ્યો, તે એક વાર મુંદ્રે ગયો, ત્યારે જમાદાર ફતેહમહમ્મદે તેની ગેરહાજરીનો લાભ લઇ, જાડેજા ભાયાતોને મોટા વર્ષાસન કરી આપ્યા, અને ડોસલવેણ સિવાયના બીજા ‘બારભાયા’ના સભ્યોમાંના કેટલાકને કેદ કરી, કેટલાકને દેશપાર કરી સંવત ૧૮૪૩ના ચૈત્ર સુદ ૮ ના દિવસે તેણે બાઇજીબાવાની સર્વોપરિસત્તા જાહેર કરી

રાજકીય અવ્યવસ્થાને લઇ કચ્છ ન્યાયી રાજકારભારથી વંચિત બન્યું હતું. ફતેમહમ્મદ જમાદારે કચ્છમા શાંતિ સ્થાપી, કચ્છના જુદા જુદા પરગણાપર ન્યાયથી રાજ્ય ચલાવવા કારભારીઓ નીમ્યા.

સંવત્ ૧૮૫૮ મા કચ્છના બંદરોએ આફ્રિકાઆદિ દેશ પરદેશથી સંખ્યાબંધ વહાણો આવતા અને જતા. તેમા લાખોની આયાત નિકાશ થતી, તે વેપારનું મુખ્ય મથક માંડવી હતું. ત્યાંનો કારભારી રામજી ખવાસ રાજ્યની સર્વોપરિસત્તા સ્વીકારતો નહિ. તેથી જમાદાર ફતેહમહમ્મદે દરિયાઈ કાફલા સાથે હંશરાજશાને જંગબારથી આવતા વહાણો રસ્તામા લૂટી લેવા રવાને કર્યો, તેણે લાખોનો માલ અને ઝવેરાત બંદર પાસે હાથ કર્યા, એટલે માંડવીના વેપારીઓ શહેરના કારભારી પાસે રક્ષણ માગવા ગયા, પણ તે કંઈ કરી શકયો નહિ,.તેથી તેનાપર ખીજાઇ માંડવીની પાડોશમા ગુંદીયાળી પાસે જમાદાર ફતેહમહમ્મદ પડાવ નાખી પડયો હતો, તેની પાસે ફરીયાદ કરવા ગયા. જમાદારે તેઓને સારો સત્કાર આપી લૂટાયેલો માલ પાછો અપાવવા વચન આપ્યું, એટલે માંડવીના વેપારીઓએ કિલ્લાની કુંચીઓ જમાદારને સોંપી દીધી, એટલે હંશરાજશાને માંડવીનો કારભારી નીમી જમાદાર ફતેહમહમ્મદ ભૂજ પાછો ફર્યો.

સિંધી હુમલાઓથી રક્ષણ મેળવવા અને દરિયાઇ વેપાર ખીલવવા જમાદાર ફતેહમહમ્મદે લખપતનો ઘણો મજબુત કિલ્લો બંધાવ્યો, અને ત્યા મોટે પાયે દરિયાઇ વેપાર શરૂ કરાવ્યો, તેથી દેશવિદેશમાં કચ્છી વેપારીઓની કીર્તિ અને આટ વધી, એટલું જ નહિ પણ રાજ્યની પેદાશ વધીને બમણી થઇ.

જમાદાર ફતેહમહમ્મદની વધતી જતી સત્તા અને લોકપ્રિયતા ભાઇજીબાવાના મોભનીઓને ખૂંચવા લાગી, તેથી તેઓ નકામે જમાદાર વિરૂદ્ધ ભાઇજીબાવાના કાન ભંભેરતા અને અવિશ્વાસ ઉપજાવતા.

સંવત્ ૧૮૫૭ ના એક દિવસે હમીરસર તળાવની પાસે ભા ઇજીબાવાએ કેટલાક માનીના પરોણાઓને મિજબાની માટે નિમ ત્યા, તેમા જમાદાર ફતેહમહમ્મદની પણ હાજરી હતી શરાબના નિશામા ભાઈજીબાવે તલવાર કાઢી, જમાદારને બળવાખોર કહી, મારવા ધસ્યા, પણ મોરજીએ ગાઢ દેખાવની ખાતર હાથ પકડી લીધો, તેથી જમાદાર બચી ગયો, અને કાવતુ થયુ જાણી ઘેર વળી આવ્યો.

ભાઇજીબાવો ભાનમા આવ્યા, ત્યારે આ બનાવ માટે ઘણા પસ્તાયા, અને જમાદારને મળી દીલગીરી બતાવી, વાત ભુલી જવાન જમાદારને કહ્યુ, પણ તે દિવસથી એક બીજાના મનમા અવિશ્વાસ રહી ગયો.

મોરજી જમાદારની ઑથી વધારે ઇર્ષા કરતો, તેની જ શીખ વણીથી ભાઇજીબાવે જમાદારપર હાથ ઉપાડ્યો તેમા સફળતા મળી નહિ, તેથી તે નિરાત થયો નહિ, પણ ફરી જમાદાર લખપત ગયો ત્યારે માડવીના કારભારી હરગજશા અને મુદ્રાના કારભારી મહમ્મદ મિયાને ખુટવી જમાદારના લશ્કરને ભુજમાથી કાઢી મુક્યો આ વાતની જમાદારને જાણ થતા એક દિવસ અને એક રાતમા રસ્તામાથી ત્રણ હજારનુ લશ્કર એકઠુ કરી, તે લખપતથી ભુજ આવી પહોચ્યો

મોરજીની મદદે મોરબીના જાડેજાનુ લશ્કર આવવાના સમાચાર સાભળી જમાદારે તેને ત્યાથી પાછુ વાળવા આશકરણશાને મદદ કરી મુક્યો, ત્યા થોડાક ગામડા બાળી, તે રાયધણપુરથી આવતા લશ્કરને અટકાવવા ગામ ગયો, ત્યા તેને હરાવી પાછુ વાળ્યુ

આ પ્રમાણે ફતેહ મેળવી આશકરણશા પોતાના લશ્કર સાથે માડવી જતો હતો, ત્યા રસ્તામા પછી આગળ હરગજશાએ સૂફેન લશ્કર સાથે તેને ભેગો થયો, તેને તેણે હરાવ્યો, અને લખપતનો થાણદાર તુર્કમાન જમાદાર ફતેહમહમ્મદને દગો દઈ હરગજશા સાથે ભળી ગયો હતો, તેને પણ હરાવી આશકરણશા ભુજ આવ્યો.

લખપતનો થાણદાર તુર્ક મોઢ જમાદારને દગો દઇ હંસરાજશા સાથે ભળી ગયો, અને હંસરાજશાના પચીમહજારના ભાડુતી લશ્કર સાથે ભાઇજી બાવે માંડવીથી ભૂજ આવી કિલ્લાને ઘેરો ઘાલ્યો, એટલે જમાદાર ફતેહમહમ્મદે વિષ્ટિચલાવી, કે 'અંજાર અને ભચાઉ મને સોંપવામાં આવે, તો હું ભૂજ છોડી ચાલ્યો જાઉં", એ કરાર કબુલી ભાઇજીબાવે તથા હંસરાજશાએ ભૂજનો કબજો લીધો.

ભૂજ છોડતી વખતે જમાદારે રાવશ્રી રાયધણજીને છૂટા કર્યા, તેથી પ્રજામાં ફરી ગભરાટ ફેલાયો, તેથી ભાઇજીબાવાને બીક લાગી, પણ મહમ્મદ મિંયાની મદદથી રાવશ્રીને રોજની ત્રણસો કોરી આપવાની શરતે સમજાવી ભાઇજીબાવે સામવો શાંત કર્યો, અને હંસરાજશાને દિવાન બનાવ્યો. આથી મહમ્મદ મિંયાને લાગી આવ્યું, ને સિંધ મુદ્રે ચાલ્યો ગયો, અને તેનો કબજો લઇ બેઠો.

સંવત્ ૧૮૪૨ થી ૧૮૫૭ વગી રાવશ્રી રાયધણજીની ગેરવ્યાજબી સ્થિતિમાં ભાઇજીબાવે રાજ્યકારભાર ચલાવી, મત્તાવીસ વર્ષની યુવાન વયે દેહ ત્યાગ્યો, એટલે ફરી અશાંત બની રાવશ્રી રાયધણજીએ રાજ્યસત્તા હાથમાં લીધી, અને હંસરાજશાને મારી નાખવાની આજ્ઞા કરી, એટલે જીવ લઇ તે માંડવી નાઠો, પણ નાણાંની છૂટ ન હોવાથી તે સંબંધની જરૂરીઆતો પૂરી પાડવા રાવશ્રીએ ફરી તેને માંડવીથી બોલાવ્યો. રાવશ્રીને કેદ કરવાની મોટી તૈયારી કરી તે ભૂજ આવ્યો, અને આવતાની સાથે જ રાવશ્રીને કેદ કરાવી પોતાને નામે રાજ્યકારભાર ચલાવવા લાગ્યો

જમાદાર ફતેહમહમ્મદ અંજાર અને ભચાઉ તાલુકાપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવતો હતો. તેણે અંજારનો વેપાર ખીલવવા તુણા બંદર વસાવ્યું, અને વાગડમાં પોતાના નામપરથી ફતેહગઢનો એક કિલ્લો બંધાવ્યો, તેથી જમાદારને ઘણું ખર્ચ થયું, એટલે પોતાના જુના નોકર આશકરનુશા પાસેથી આઠ લાખ કોરી માગી, તેમાંથી

ચાર લાખ કોરી તેણે રોકડી આપી, અને ચાર લાખ માટે વરનામેરીના નંદવાણા જામીન આપ્યા.

જમાદારે આઠ લાખ કોરી મફતની લીધી, તેથી આશકરણશાએ અંજારપર ચડાઇ કરવા હંશરાજશાને કહાવી મૂક્યું, અને બન્નેના લશ્કર અંજારની પાદરે એકી વખતે આવી મળે, એવી ગોઠવણ કરી, તે પ્રમાણે બન્ને લશ્કર અંજાર પર ચડી આવ્યા, અને પાદરે પડાવ નાંખી કંઇપણ નુકસાન કર્યા વિના ચાલ્યા ગયા.

અંજારપર ચડાઇ લાવવાથી જમાદારને આશકરણશાપર ઘણો ગુસ્સો ગયો, તેણે વરસામેરીના નંદવાણાઓપર કોરીઓ તરત ભરી જવા તગાદો કર્યો, એટલે જામીન પડેલા બ્રાહ્મણો ભૂજ ગયા, અને આશકરણશાને બારણે ત્રાગા કરી લાગવા બેઠા, તેથી આશકરણશા વીસહજાર કોરી રોકડી, અને બાકીની કોરીઓ માટે પોતાનો દીકરો લાલચંદ ઓળમા આપ્યો, તે લઇ નંદવાણાઓ અંજાર આવ્યા, અને જમાદારને કોરીઓ અને લાલચંદ આપ્યો.

માંડવીના કારભારપર જાતે દેખરેખ રાખવાની જરૂર પડતા હંશરાજશા માંડવી ગયો, ત્યારે દિવાન થવાની તક જાણી આશકરણશાએ શિરબંધીને લાલચ આપી, અને રાવશ્રીને કેદમાથી છૂટા કરી, ભુજમાં પોતાની ઉપરી સત્તા સ્થાપી, પણ કોઇ યે પરગણાપર તેની છાપ પડી નહિ, એટલે ખંડણી ભરવી બંધ કરી બધા સ્વતંત્ર થયા.

દિવાન થયા પછી પણ આશકરણશાએ પોતાના દીકરા લાલચંદને છોડાવવા અંજારપર ચડાઇ કરવાનો નિશ્ચય કર્યો, પણ સીધી રીતે ચડી આવવાની તેની હિંમત ચાલી નહિ, તેથી ચીત્રોડના ઠાકોરની મદદે જમાદાર ફતેહમહમ્મદ વાગડ ગયો, ત્યારે અંજારપર ચડી આવવાની તેણે તૈયારી કરી, અને બે ટુકડી સાથે જુરણ આવ્યો.

આશકરણશા લશ્કર લઇ, અંજારપર ચડી આવે છે, એ સમાચાર સાંભળી એક પણ પળનો વિલંબ કર્યા વિના ત્યાથી કૂચ કરી

જમાદાર રાત્રીને સમયે આશકરણશાના લશ્કરપર હલ્લો કરી, હરાવી ભૂજ તેને નમાડી મૂકયો, ત્યા તેણે પોતાના મોટા લશ્કરના નિભાવ માટે પ્રતિષ્ઠિત વેપારીઓ પાસેથી બળાત્કારે પૈસા કઢાવ્યા, તેથી મહાજન મહારાવશ્રી પાસે ફરીયાદે ગયું, એટલે રાવશ્રીએ દિવાન આશકરણશાને મરાવી નાખવાનો હુકમ કર્યો, તે સાભળી આશકરણશા મહમ્મદ૫ન્નાની મસજીદમાં સંતાઇ બેઠો, અને પછી મામલો શાંત થતા સિંધ નાશી ગયો.

હંશરાજશા અને આશકરણશાની ગેરહાજરીનો લાભ લેવા જમાદાર ફતેહમહમ્મદ પોતાની ફોજ લઇ ભૂજપર ચડી ગયો, અને મુખ્ય દરવાજાથી દાખલ થયો. તે સાભળી રાવશ્રી પોતાના અંગ રક્ષકોને લઈ લડવા તૈયાર થયા, સામસામી જપાજપી ચાલી, તેમા જમાદારના એક સિપાઇને હાથે રાવશ્રીના પગે એક ગોળી વાગી, તેથી રાયધણજી ઘાયલ થઇ જમીનપર પડયા, એટલે જમાદારે તેમને કેદ કરી, રાજ્યની સર્વોપરિસત્તા પોતાના હાથમાં લીધી, અને ચારે દિશાએ પોતાની આણ વર્તાવી.

આ વખતે માંડવીમાં હંશરાજશા અને મુદ્રામાં મહમ્મદમિંયા સ્વતંત્ર બની બેઠા હતા. વાગડ અને અબડાસામાં રાવશ્રીની નામનીજ સત્તા હતી, કોઇપણ ગિરાસીઓ ખંડણી આપતો નહિ, આવા સંજોગોમા રાજ્યસત્તાનું સુકાન હાથમાં લઇ, જમાદાર ફતેહમહમ્મદે એક પછી એક ચડાઇ કરી, ખંડણી વસૂલ કરી, અને બધાને રાજ્યની સત્તા હેઠળ આણ્યા.

- રાજ્યમા વ્યવસ્થા આવતાં જમાદારે પ્રજાહિતાર્થ કાર્યો આદર્યા, પોતે ઇસ્લામી છતાં ઇસ્લામ કે ઈશ્લામી પ્રત્યે પક્ષપાત રાખતો નહિ, દરેક ધર્મ અને ધર્મી પ્રત્યે સમદષ્ટિ અને સમાન ભાવ તે રાખતો.

**સુંદર સોદાગર**–કચ્છમાં પ્રભાવશાળી અને રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે જમાદાર ફતેહમહમ્મદનું વ્યક્તિત્વ પ્રકાશી રહ્યું હતું, ત્યારે

પ્રદેશમાં તેવાજ એક કચ્છીની ખ્યાતિ ફેલાઈ રહી હતી, તેનું નામ શેઠ સુંદરજી શિવજી સોદાગર.

સંવત ૧૮૨૦માં સુંદરજી સોદાગરનો જન્મ માંડવી પાસે ગુંદીયાળી ગામમાં શિવજી હીરજી નામના સાધારણ સ્થિતિના બ્રહ્મક્ષત્રિય જાગી[illegible]ગરને ત્યાં થયો હતો. તેની બાલ્યાવસ્થા તોફાનમાં વ્યતિત થઇ ની તેના પિતાએ તેને પરણાવી તેની પત્નિએ આવતી મિલ્કત આપી તેને જૂદો કર્યો, પણ થોડા સમયમાં દ્રવ્યોપાર્જન પૂર્ણ તે જુગારમાં હારી ગયો અને મહાઆફતમાં આવી પડ્યો અંતે સ્વકર્તવ્યનું ભાન થતા માંડવીના નગરશેઠની આર્થિક સહાયથી કચ્છમાંથી માલ ખરીદી મુંબઈ અને મલબાર કિનારે વેંચવાની શરૂઆત કરી, આમાં તેને ફાયદો થયો અને પોતે સોદાગર સોદાગર તરીકેની નામના મેળવી.

સંવત ૧૮૫૨માં અંગ્રેજ સરકાર અને ટીપુ સુલતાન વચ્ચે યુદ્ધ ચાલતું હતું, ત્યારે બન્ને પક્ષોને વહાણોનાવહાણો ભરી સુંદરજી શેઠે ઘોડા આપ્યા અને તેમાં લાખો રૂપિયા એકઠા કર્યા. ટીપુ સુલતાને તેને પોશાક અને કલગી આપી હતી અને અંગ્રેજ સરકારે લખનૌના કોન્ટ્રાક્ટપર સહી કરવા પોતાના હિંદી એલચી તરીકે ચૂંટ્યો હતો અને સોનાના કડા, મોતીની માળા, પોશાક અને બે તોપો આપી હતી, બન્ને તોપો શેઠે રાવશ્રીને ભેટ તરીકે મોકલાવી આપી હતી.

ઘોડાની સોદાગિરીમાં સુંદરજી શેઠ પાસે કરોડોની મિલ્કત એકઠી થઇ હતી, તેણે મહીસુર, મંગરોળ, કુમઠા, કનીર, મુંબઈ, મલબાર, અમદાવાદ, પુના, વડોદરા, રાજકોટ, ધોરાજી, જોડીયા, જામનગર, કચ્છ-માંડવી, ભૂજ, અંજાર, લખપત અને સિંધમાં [illegible]ણે એમ દુકાનો ખોલી ધમધોકાર વેપાર ચલાવ્યો, શેઠની હુંડીઓ આખા હિંદુસ્તાનમાં વેચાતી અને લેવાતી.

આ વખતે કંપની સરકાર મુંબઈ ઇલાકામાં પગપેસારો કરી હતી, દેશી રાજ્યો વચ્ચે તકરાર પડતી, ત્યારે સુંદરજી શેઠ નિષ્પક્ષપાતપણે બન્નેને સમજાવી તકરારનો અંત આણતો, તેથી શેઠ દેશી રાજ્યો અને કંપની સરકાર ઉભયનો વિશ્વાસુ મિત્ર બન્યો હતો કંપની સરકારે શેઠને નેટિવ એજન્ટનો માનવંતો હોદ્દો આપ્યો હતો

સરકાર સાથે ખંડણી મુકરર થયા પછી ભરણું ભરતી વખતે દેશી રાજાઓ શેઠ પાસેથી નાણું ઉછીનું લેતા, અને તે બદલ શેઠને પોતાના ગામોના ઇજારા આપતા શેઠે જુનાગઢ, પોરબંદર અને રાજકોટનો કારભાર ચલાવ્યો હતો અને ઓખાપર દેખરેખ રાખવા સરકારે શેઠને કારભારી નીમ્યો હતો

સંવત્ ૧૮૭૨ માં કંપની સરકારે પુનાના પેશ્વા બાજીરાવ બીજા પર સવારી કરી, ત્યારે સુંદરજી શેઠની પણ ત્યાં હાજરી હતી પેશ્વાની હાર થતાં, કાઠીયાવાડની જમાબંધી અંગ્રેજ સરકારને મળી તે ઉઘરાવવાનું કામ સરકારે શેઠને સોંપ્યું, અને એક પાલખી, છડી, મસાલ અને સૂરજમુખીનો મોટો શિરપાવ આપ્યો

શેઠે પોતાની કરોડોની કમાણીમાંથી લાખો ધર્માદા કાર્યોમાં ખરચ્યા તેણે માંડવી ગુંદીયાળી આરંભડા, હનુમાનધારા, ગિરનાર અને કાનામાગરોડમાં સદાવ્રતો ખોલ્યા હતા

સંવત્ ૧૮૬૯ માં ભયંકર દુષ્કાળ વખતે શેઠે ગરીબ કચ્છીઓને અન્ન વસ્ત્ર આપ્યાં અને દરેક યાચકને એકેક ધાબડો, એકેક લોટો અને એક સિક્કો તેની ડેલીમાંથી દરરોજ મળતો.

દ્વારકા પાસે દર બાર વર્ષે કુંભનો મોટો મેળો ભરાય છે ત્યાં દશપંદર લાખ યાત્રાળુઓ ભેગા થાય છે તેમને શેઠે ચાર દિવસ સુધી સારાં ભોજન જમાડયાં આ કુંભના મેળા વિષે એવી આખ્યાયિકા છે કે પાંચ હજાર વર્ષ પૂર્વ પાંડવોએ ચાર દિવસ સુધી ત્યાં ભંડારો કર્યો હતો, ત્યાર પછી કોઇએ પણ ભંડારો કર્યો હોય, તો તે કચ્છી દાનવીર સુંદરજી શિવજીએ કર્યો છે

શેઠે જુનાગઢ પાસે ગિરનારના ડુંગરપર યાત્રાળુઓને ચડવા ઉતરવા માટે ગુરૂ દત્તાત્રયના શિખર સુધી પાકા પગથીયા બંધાવ્યાં અને દામોદરકુંડની પાળ બંધાવી, નારાયણ સરોવર, કોટેશ્વર, આશાપુરામાતા, માંડવીમાં રાણેશ્વર, નાગનીનાથ વિગેરે મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો તથા રાવલપીર, ધિણોધરના ડુંગરપર ધરમનાથબાવા, કલ્યાણેશ્વર, નિષ્કલંકમહાદેવ, વોંધમાં જડેશ્વર વિગેરેના મંદિરો બંધાવ્યા.

સુંદરજી શેઠને સરકાર અને રાજા મહારાજાઓ તરફથી નીચેના ગામો અઘાટ બક્ષીસમાં મળ્યાં હતા:[1]

૧ શેઠની સેવાની કદર કરી શેઠના મૃત્યુ પછી મુંબઇ સરકારે શેઠના દીકરા દેવસિંહને રૂપિયા દશ હજારની વાર્ષિક આવકવાળું ઉત્તર સંડા ગામ બક્ષિસમાં આપ્યું હતુ,

૨ ગુંદીયાળીની સીમમા ઉગમણી નદીના ખેતર ત્રણ તથા ગામ બે મસ્કા તથા ગુંદીયાળી રાવશ્રી રાયધણજીએ અઘાટ વંશપરંપરા આપ્યા હતા.

૩ જામ સાહેબે સરકારની બાંયધરી સાથે શેઠને ચારગામ તથા બહારગામનું રાવળ પરગણું પણ બક્ષિસમાં આપ્યું હતું.

૪ ગોંડળના ભુપસિંહે શેઠને એક ગામ ઇનામમાં આપ્યું હતુ.

૫ શેઠે ગામ બે મોજે રમનાર ગિરાસિયા પાસેથી વેચાતા લીધાં હતાં.

૬ ગામ એક ગોંડલના ઠાકોર સાહેબે શેઠને અઘાટ વંશપરંપરા આપ્યું હતું.

૭ ગામ એક જુનાગઢના નવાબ સાહેબે શેઠને અઘાટ વંશપરંપરા આપ્યું હતું.

૮ ગામ એક પોરબંદરના રાણાસાહેબે શેઠને અઘાટ વંશ પરંપરા આપ્યું હતું.

---

૧ "સુંદર સોદાગર"

એ રાજનીતિજ્ઞ, વ્યપાર કુશળ, ધર્મપરાયણ શેઠ સુદરજી શિવજી સોદાગરે કચ્છમા અને કચ્છ બહાર પોતાની કીર્તિ દિગન્ત ફેલાવી ઓગણસાઠ વર્ષની વયે સંવત્ ૧૮૭૮ના ફાગણ વદિ ૧૨ ને રોજે અપોરના અગિયાર વાગે માડવીમા દેહ ત્યાગ્યો. તેના મૃત્યુથી કચ્છે પોતાનો એક હિતેચ્છુ અને ઉદારચરિત સપુત ગુમાવ્યો.

પરદેશી હુમલાઓથી દેશનુ રક્ષણ કરવા, તથા દેશમા થતા અદર અંદરના વિગ્રહોને શાત કરવા જમાદાર ફતેહમહમ્મદે મોટુ લશ્કર ઉભું કર્યું, પણ તેના નિભાવ અર્થે થતા ખર્ચને પહોચી વળવા રાજ્યના ખજાનામા પૂરતા પૈસા ન હોવાથી પાડોસના રાજ્યોએ જૂદે જૂદે વખતે કચ્છ પર ચડાઇ કરી, ત્રાસ વર્તાવેલ, તેના બદલામા તેમની પાસેથી દડ વસૂલ કરી, જોઇતુ નાણુ એકઠું કરવાનો તેણે નિશ્ચય કર્યો



પહેલ વહેલા જમાદારે બાર હજારના લશ્કર સાથે રાયધણપુરના નવાબના તાબાના વરાઇ ગામ પર ચડાઈ કરી, ત્યા ભારે લૂટ ચલાવી.

નવાનગરના જામ તમાચીજીએ રાવશ્રી પ્રાગમલજી પહેલાને નવાનગરની ગાદી પોતાને અપાવવામા મદદ કરવાના બદલામા બાલંભાનો કિલ્લો બક્ષિસમા આપ્યો હતો. તે જામ જશાજીના વખતમ રાવશ્રી ગોડજી બીજાના રાજ્યની અવ્યવસ્થાનો લાભ લઇ, મેરૂખવાસે લઈ લીધો હતો તે કિલ્લો સ્વાધીન કરવા સવત્ ૧૮૫૧ મા જમાદાર ફતેહમહમ્મદે નવાનગર પર ચડાઈ કરી મેરૂખવાસ ત્રીસ હજારનું મોટુ લશ્કર લઇ, સામે આવ્યો, પણ સખ્ત હાર ખાઇ, જુનાગ નાશી ગયો, ત્યાના દિવાન રઘુનાથજીની સહાય લઈ, દશ હજારની સેના સાથે ફરી લડવા આવ્યો, ત્યારે જમાદાર તો હાલારમા મોટી લૂટ ચલાવી કચ્છ પાછો ફર્યો હતો.

ગોડલના જાડેજા દાજી, ધ્રોળના મોડજી, રાજકોટના મેરામણજી અને ખાખરાના રણમલજીએ હાલાર સામે દુસ્મનાવટ કરી, તેમ

પ્રથમ તેઓ ફાવ્યા, પણ પાછળથી મેરૂખવાસને મદદ મળતાં, તમણે ન છૂટકે મદદ માટે કચ્છથી જમાદારને બોલાવ્યો, એટલે જમાદારે એ વર્ષ પછી ફરી હાલાગાર ચડાઈ કરી, પડધરીના મેદાનમાં પડાવ નાખ્યો, ત્યાં ગોંડળ, રાજકોટ, ધ્રોળ અને કોઠારીના સૈન્ય પણ તેમને આવી મળ્યાં તે બધાને લઈ કહાડવા મેરૂખવાસને ભારે ભતાંના ખવાસ મોટા લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો બન્ને લશ્કર સામે ત્યાં આવી પહોંચ્યા બન્ને લશ્કર વચ્ચે લડાઈ થઈ, તેમાં ભતાનની હાર થતાં, તે નાસી છૂટો, તેની જમાદારે નવાનગર સુધી પૂઠ લીધી, પછી ખંભાળીયા સુધીનો મુલક લઈ, ભાણવડ થાણું બેસાડી, પાછા ફરતાં, ધ્રોળ અને કોઠારીમાં [illegible] બેસાડી તે રણ માર્ગે કચ્છ આવ્યો

સંવત્ ૧૮૫૮ માં જમાદારે હાલાગાર ત્રીજી સ્વારી કરી, ત્યારે મેરૂખવાસ કડીના મલ્હારરાવથી છૂટા પડેલા જમાદાર તેજખાન, અલફખાન સાહિબદાદા અને અનવરખાનની સરદારી હેઠળના અફઘાન સૈનિકો તથા જુનાગઢના નવાબ હમીદખાનના લશ્કર સાથે લઈ, મોરબી પરગણાના ગામ હડમતીયા પાસે રણને કાંઠે માર્ગ રોકી બેઠો હતો, ત્યાં પ્રચંડ કચ્છી સેના સાથે જમાદાર ફતેહમહમદ આવી પહોંચતાં જ મેરૂખવાસના ગાત્ર ગળી ગયાં, તેણે સંધી માટે કહેણ મૂક્યાં ખંભાળીયાનો કિલ્લો લેવા માટે જમાદાર કોરી [illegible] લાખનાં દંડની માગણી કરી, પણ તે નહિ માનતાં મેરૂએ સલાહ નીમવાની માગણી કરી, તેથી જમાદાર તરફથી માંડવીનો હરભાણી દશરાજશા અને મેરૂ તરફથી દ્વારકાનો મહારાજસિંહ સરાઈમાં નીમાયા એ બન્ને જણે મળી જમાદારને કોરી આઠલાખ દંડની રકમ નક્કી કરી, તેમાંથી કોરી અઢીલાખ મેરૂએ રોકડી આપી અને બાકીની માટે હફતાનો ખત લખી આપ્યો, તે લઈ જમાદાર કચ્છ આવ્યો

ઓખામંડળના ચાંચીયા દેશ પરદેશથી લાખોનો માલભરી આવતા જતા કચ્છી વહાણોને લુંટી લેતા, તેમના રક્ષણાર્થે જમાદારે ત્રીસ હજારના લશ્કર સાથે ઓખાપર ચડાઇ કરી, અને વાઘેરો પાસેથી મોટી રકમ વસુલ કરી અને કચ્છીગઢમા થાણુ બેસાડી વાઘેર લોકોના નામથી કચ્છી વહાણોને મુક્ત કર્યા ત્યાંથી પાછા ફરતા જોડવાઓ સામા થયા, તેથી તેમનો પરાજય કરી જમાદારે મોટી રકમ દંડમા લીધી

ત્રીજી સ્વારી વખતે મેરૂખવાસે સાડીપાંચલાખ કોરીનુ લખત કરી આપ્યુ હતુ પણ તે આપતો ન હતો તેથી તે રકમ વસુલ કરવા જમાદાર ફતેહમહમ્મદે ફરી નવાનગરપર ચડાઇ કરી કોરીઓ વખત સર ન મળે તો હાલાર કબજે કરી ત્યા કાયમને માટે કચ્છી સત્તા સ્થાપવાનો નિશ્ચય કર્યો હતો પણ માર્ગમા હરિયાણા ગામ પાસે અંગ્રેજ સરકારના નેટીવ એજન્ટ શેઠ સુદરજી શિવજી સોદાગર સાથે મુલાકાત થઈ તેણે જમાદારને સમજાવી કહ્યુ, કે " અંગ્રેજ સરકારનો હાકેમ કર્નલવાકર સાહેબ મોટુ લશ્કર લઈ આવે છે. તે તમારા કજી આનો તટસ્થપણે નિકાલ કરી આપશે માટે હમણા ચડાઈ કરવી છોડી આપો , આ સલાહથી જમાદાર પાછા ફર્યો

સવત્ ૧૮૫૧ થી ૧૮૬૮ સુધી જમાદાર ફતેહમહમ્મદે નવાનગર પર નાની મોટી પાચ સ્વારીઓ કરી તે દરમ્યાન વાગડના ઠાકોરો સ્વતંત્ર બની ગયા હતા, તેમને તાબે કરવા જમાદાર હાલારથી વળતા રાપર, બેલા, ગેડી, તથા પલાંસવાના ઠાકોરોપર ચડાઇ કરી, પણ ધાર્યું પરિણામ ન આવતા તેમના વેપાર અને ખેતીને નુકશાન પહોંચાડવા જમાદારે ' ફતેહગઢ ' નામે એક કિલ્લો બધાવ્યો અને લખપતનો થાણદાર તુકમોડ સ્વતંત્ર બની બેઠો હતો તેનાપર ચડાઇ કરી તેને હરાવી કેદ કર્યો

( સવત ૧૮૬૫ મા ) ઇ સ ૧૮૦૮ મા કંપની સરકારનો

૧૭૭ માર્ચે પ્રથમ મમત્ત થયો અને તે વર્ષના ઓક્ટોબર માસની ૨૬ મી તારીખે નામદાર કંપની સરકાર તરફથી રેસિડન્ટ કર્નલવા ના ફરમાનથી કેપ્ટન માગ્યુન આભશ્રીનનુ અને મહારાવશ્રી રાયધણજી તરફથી વઝીર ફતેહમહમ્મદ અને તેના દીકરા મેનસિંયા વચ્ચે દોસ્તી બાબત તથા દરિયાઇ લૂટફાટ અટકાવવા બાબત કાયમના ચાર કોલ કરાર થયા, અને બે દિવસ પછી માડવીના કારભારી હસરાજશાએ પણ તેના જ કરાર કંપની સરકાર સાથે કર્યા અને તેની સાથે બીજી ૭ કલમોનુ કરારનામુ ઇ સ ૧૮૦૯ ના નવેમ્બરની ૧૨ મી તારીખે કંપની સરકારે કર્યું

જમાદાર ફતેહમહમ્મદે કંપનીસરકાર સાથે કોલકરાર કર્યા પણ તે પ્રમાણે વર્તન કર્યું નહિ, તેણે દરિયાઈ લૂટફાટ અટકાવવા કશા પ્રયાસ કર્યા નહિ, કેમકે કંપનીસરકારને ગુજરાત કાઠીઆવાડમાથી હાથ કાઢી ત્યા કચ્છની સત્તા સ્થાપવાનો તેનો ઇરાદો હતો

સંવત્ ૧૮૬૫મા જમાદારનો પ્રતિસ્પર્ધિ હસરાજશા મરણ પામ્યો તેના કારભાર દરમ્યાન માડવીની પ્રજા દંડ, વેરા તથા જપ્તીથી બચી ગઈ હતી તેના મરણ પછી તેનો ભાઈ શિવરાજસિંહ માડવીનો કારભારી થયો, તેની પાસેથી કારભાર છીનવી લેવા જમાદારે માડવીપર ચડાઈ કરી, પણ વિજય મળ્યો નહિ

કંપની સરકાર સાથે થયેલ કોલકરાર પ્રમાણે કચ્છના લૂટારા કાઠીઆવાડમા બહારવટે જતા અને ચાચીઆ દરિયામા લૂટ ચલાવતા તેમને અંકુશમા લેવા જમાદારે કશો પ્રયાસ કર્યો નહિ, તેથી જમીન અને જળમાર્ગ લૂટ વધતી ગઇ, એટલે કંપની સરકારે લેફ્ટેનન્ટ મેકમર્ડોને એ પત્રો આપી ઇ સ ૧૮૧૩ના ફેબ્રુઆરી માસમા કચ્છ મૂક્યો તેણે એક પત્ર ભૂજમા વઝીર ફતેહમહમ્મદને તથા બીજો માડવીમા હસરાજશાના દીકરા શિવરાજશાને આપ્યો, તે વાચી શિવરાજશાએ જળ અને જમીનમાર્ગે થતી લૂટફાટ અટકાવવા

તથા થયેલ નુકસાની ભરી આપવા કબુલાત આપી, પણ જમાદારે કશો પણ ઉત્તર આપ્યો નહિ

ફતેહમહમ્મદની ઇચ્છા કાઠીઆવાડ અને ગુજરાતમાં કચ્છની સત્તા પ્રસરાવવાની હતી તેણે સાતલપુર આગળ થાણુ બેસાડી કાઠીઆવાડનો રાજકીય વિષય હાથ ધર્યો, અને દૂરના રાજ્યો સાથે મૈત્રીસબંધ બાંધ્યો હતો, મુસલમાની રાજ્યોમાં તેણે લાગવગ જમાવી અને ખ્યાતિ ફેલાવી ટીપુ સુલતાન સાથે અંગત મૈત્રી બાંધી ભેટ-સોગાદોની આપ લે કરી

કંપનીસરકાર તેને પ્રસંગે પ્રસંગે દરિયાઇ અને ખુશકી લૂંટફાટ અટકાવવા ચાંપતા ઉપાય લેવા કાગળ લખતી, પણ તેની જરાએ દરકાર કરી નહિ, તેથી સરકારે છેલ્લીવારે ધમકી આપી, કે "હવે લૂંટફાટ અટકાવવામાં નહિ આવે તો કંપનીસરકારનો મૈત્રીસબંધ તૂટી જશે" આ પત્રના ઉત્તરની રાહ જોતો કેપ્ટન મેકમર્ડો મોરબીમાં રાહ જોતો બેઠો હતો, પણ જમાદારે તો કશોયે ઉત્તર ન આપતા માળીઆપર ચડાઈ કરી, અને તેનો કબજો લઈ ફરીથી કચ્છમાં મહારાવશ્રીની સર્વોપરિસત્તા સ્થાપી, મોટા દબદબાથી દરબાર ભર્યો, અને સર્વ ઠેકાણેથી ગિરાસિયા, જાગીરદારો, ભાયાતો અને મહાજનોને બોલાવી કચ્છની પરિસ્થિતિ સુધારવા મંત્રણા કરી

આ વખતે કચ્છમાં અસાધારણ પરિવર્તન થઇ ગયું હતું પ્રજાએ સુખ અને દુઃખ ભોગવી લીધા હતા વ્યવસ્થાને નામે અવ્યવસ્થા જોઇ લીધી હતી, કેટલાક અપવાદ સિવાય જમાદાર ફતેહમહમ્મદના રાજકારભાર દરમ્યાન પ્રજા સુખી અને સહીસલામત હતી, પણ તેની આખરી કારકીર્દિમાં કચ્છપર ઇશ્વરીકોપ ઉતર્યો સંવત્ ૧૮૬૭માં કચ્છના સારાયે પાકને તીડો ખાઈ ગયા અને સંવત્ ૧૮૬૮માં કચ્છમાં ભારે દુષ્કાળ પડ્યો ભૂખે મરતા ખેડુતો અને ગરીબ ગામડીઆઓ શહેરોમાં આજીવિકા માટે આવ્યા ઠેકઠેકાણે

અન્ન અને પાણીના સામા પડવા લાગ્યા અધુરામા પૂરૂ મરકી ફાટી નીકળી, તેથી કેટલાયે મરણ પામ્યા અને કેટલાયે કચ્છ છોડી પરદેશ ચાલ્યા ગયા. પરિણામે દેશની વસ્તી ઘટી ગઇ

જમાદાર ફતેહમહમ્મદ અંગ્રેજ સરકારના તાકીદ ભર્યા પત્રોનો કાંઈ પણ જવાબ ન આપતા, દરબાર ભરી, મંત્રણા કરી, વાગડપર ચઢી ગયો, ત્યાંથી વળી આવ્યા પછી બે ત્રણ દિવસે તેને પ્લેગની ગાંઠ નીકળી, તેથી રાષ્ટ્ર અને રાજ્યનો સાચો વફાદાર પુત્ર જમાદાર ફતેહમહમ્મદ એકસઠ વર્ષની વયે સંવત્ ૧૮૭૦ ના આસુ સુદ ૧૧ ને દિવસે ચાર સંતાન મૂકી જન્નતનશીન થયો

જમાદારના અવસાન પછી પચીસ દિવસે સંવત્ ૧૮૭૦ ના કાર્તિક સુદ ૬ ના રાત્રે રાયધણજી એ દેહ ત્યાગ્યો. તેમણે મરતી વખતે પોતાના શબને દફનાવવાનુ કહ્યું હતુ, પણ પાંચસો રાજપુતોએ રાજ્ય મહેલમા દાખલ થઈ શબને કબજે કરી હિંદુ રીતી પ્રમાણે તેનો અગ્નિસંસ્કાર કર્યો[1]

[1] અેન સાઇક્લો પિડિયા બ્રિટાનિકા વોલ્યુમ છઠ્ઠું.

તથા થયેલ નુકશાની ભરી આપવા કબુલાત આપી, પણ જમાદારે કશો પણ ઉત્તર આપ્યો નહિ.

ફતેહમહમ્મદની ઇચ્છા કાઠીઆવાડ અને ગુજરાતમા કચ્છની સત્તા પ્રસરાવવાની હતી. તેણે સાતલપુર આગળ થાણુ બેસાડી કાઠીઆવાડનો રાજકીય વિષય હાથ ધર્યો, અને દૂરના રાજાઓ સાથે મૈત્રીસંબંધ બાધ્યો હતો, મુસલમાની રાજ્યોમાં તેણે લાગવગ જમાવી અને કીર્તિ ફેલાવી. ટીપુ સુલતાન સાથે અંગત મૈત્રી બાંધી ભેટ-સોગાદોની આપ લે કરી.

કંપનીસરકાર તેને પ્રસંગે પ્રસંગે દરિયાઇ અને ખુશકી લૂટફાટ અટકાવવા ચાપતા ઉપાય લેવા કાગળ લખતી, પણ તેની જરાએ દરકાર કરી નહિ, તેથી સરકારે છેલ્લીવારે ધમકી આપી, કે " હવે લૂટફાટ અટકાવવામાં નહિ આવે. તો કંપનીસરકારનો મૈત્રીસંબંધ તૂટી જશે." આ પત્રના ઉત્તરની રાહ જોતો કેપ્ટન મેકમર્ડો મોરબીમા રાહ જોતો બેઠો હતો, પણ જમાદારે તો કશોયે ઉત્તર ન આપતાં માંડવીપર ચડાઈ કરી, અને તેનો કબજો લઈ ફરીથી કચ્છમાં મહારાવશ્રીની સર્વોપરિસત્તા સ્થાપી, મોટા દબદબાથી દરબાર ભર્યો, અને સર્વ ઠેકાણેથી ગિરાસિયા, જાગીરદારો, ભાયાતો અને મહાજનોને બોલાવી કચ્છની પરિસ્થિતિ સુધારવા મંત્રણા કરી.

આ વખતે કચ્છમાં અસાધારણ પરિવર્તન થઇ ગયું હતું. પ્રજાએ સુખ અને દુઃખ ભોગવી લીધા હતા, વ્યવસ્થાને નામે અવ્યવસ્થા જોઇ લીધી હતી, કેટલાક અપવાદ સિવાય જમાદાર ફતેહમહમ્મદના રાજકારભાર દરમ્યાન પ્રજા સુખી અને સહીસલામત હતી, પણ તેની આખરી કારકીર્દિમાં કચ્છપર ઇશ્વરીકોપ ઉતર્યો. સંવત્ ૧૮૬૭માં કચ્છના સારાથે પાકને તીડો ખાઈ ગયા, અને સંવત્ ૧૮૬૮મા કચ્છમાં ભારે દુષ્કાળ પડ્યો, ભૂખે મરતા ખેડુતો અને ગરીબ ગામડીઆઓ શહેરોમાં આજીવિકા માટે આવ્યા.* ઠેકઠેકાણે

અન્ન અને પાણીના સાંસા પડવા લાગ્યા. અધુરામાં પૂરૂં મરકી ફાટી નીકળી, તેથી કેટલા યે મરણ પામ્યા અને કેટલા યે કચ્છ છોડી પરદેશ ચાલ્યા ગયા. પરિણામે દેશની વસ્તી ઘટી ગઇ.

જમાદાર ફતેહમહમ્મદ અંગ્રેજ સરકારના તાકીદ ભર્યા પત્રોનો કાંઈ પણ જવાબ ન આપતાં, દરબાર ભરી, મંત્રણા કરી, વાગડપર ચડી ગયો, ત્યાંથી વળી આવ્યા પછી બે ત્રણ દિવસે તેને પ્લેગની ગાંઠ નીકળી, તેથી રાષ્ટ્ર અને રાજ્યનો સાચો વફાદાર પુત્ર જમાદાર ફતેહમહમ્મદ એકસઠ વર્ષની વયે સંવત્ ૧૮૭૦ ના આસો સુદ ૧૧ ને દિવસે ચાર સંતાન મૂકી જન્નતનશીન થયો.

જમાદારના અવસાન પછી પચીસ દિવસે સંવત્ ૧૮૭૦ ના કાર્તિક સુદ ૬ ના રાવશ્રી રાયધણજી એ દેહ ત્યાગ્યો. તેમણે મરતી વખતે પોતાના શબને દફનાવવાનું કહ્યું હતું, પણ પાયસો રાજપુતોએ રાજ્ય મહેલમાં દાખલ થઈ શબને કબજે કરી હિંદુ રીતી પ્રમાણે તેનો અગ્નિસંસ્કાર કર્યો.[1]

[1] એન સાઇકલો પિડિયા બ્રિટાનિકા વોલ્યુમ છઠું.

# મહારાવશ્રી ભારમલજી બીજા

સંવત ૧૮૭૦–૧૮૭૫. ઇ. સ. ૧૮૧૪–૧૮૧૯.

રાવશ્રી રાવધણજીના દેવ થયા પછી નેતીયાર હુસેનમિંયા અને ઇબ્રાહીમમિંયાએ પંદરવર્ષની નાની વયના કુમારશ્રી માનસંગજીને મહારાવશ્રી ભારમલજી બીજાના ઉપનામથી કચ્છની ગાદીએ બેસાડી, રાજ્ય લગામ હાથમા લીધી.

જમાદાર ફતેહમહમ્મદના મરણ પછી કંપની સરકારે થયેલા કોલકરાર પ્રમાણે વર્તાવ ન કરવા માટે કચ્છપર ચડી આવવાની ધમકી આપી. હુસેનમિંયા અને ઇબ્રાહીમમિંયા તેનો શો ઉત્તર આપવો, તેના વિચારમા પડયા.

હુસેનમિંયા અંગ્રેજોને ચાહતો અને તેમની સહાયતાથી કચ્છમાં સમાધાની સ્થાપવાને ઇચ્છતો, પણ ઇબ્રાહીમમિંયા તો અંગ્રેજોને ધિક્કારતો અને કહેતો કે સમાધાની સ્થાપવાને બહાને કચ્છના રાજકીય વિષયમાં હાથ નાખવાનો અંગ્રેજોને શો અધિકાર છે? બે ભાઇઓ વચ્ચે વાટાઘાટ થયા છતાં હુસેનમિંયાએ તકરાર પતાવવા માટે એક એલચી મૂકવા કંપની સરકારને અરજ કરી, તે પરથી સરકારે એક હિંદી એલચીને ભૂજ મૂક્યો. તથાપિ હુસેનમિંયાએ તકરાર પતાવવા માટે મોરબીથી મેકમર્ડોને બોલાવ્યો, એટલે ઇબ્રાહીમમિંયા વાગડમા બહારવટે ચડ્યો અને કંથકોટનો કિલ્લો કબજે કરી બેઠો.

મેકમર્ડો ભૂજ આવ્યો, તેની સહાયથી હુસેનમિંયા વાગડમા બંદોબસ્ત જાળવવા ગયો, તેણે બે ત્રણ બહારવટીયા સરદારને પકડી, મેકમર્ડોને હવાલે કર્યા, એટલે તે મોરબી ચાલ્યો ગયો, અને ઇબ્રાહીમમિંયા પાછો ભુજ આવ્યો, હુસેનમિંયા સાથે મળી જવા જગજીવન મહેતાએ તેને ઘણી રીતે સમજાવ્યો, પણ તેની વાત ન ગણકારતાં, તેના ઉપર હલ્લો કરાવી, તેને પંચહટડી પાસે તેણે મરાવી નાખ્યો.

પછી ઇબ્રાહીમમિયાએ રાવશ્રીને પક્ષમાં લઇ રાજ્ય લગામ લીધી, પણ તેનાથી રાજકીય વ્યવસ્થા થઇ શકી નહિ. થાણદારો અને કારભારીઓ સ્વતંત્ર બની બેઠા, વાગડના જાડેજાઓ જોરમાં આવી ગયા, આ મુસ્કેલીનો અંત આણવા મહારાવશ્રીએ માંડવીથી હંસરાજ શાના દીકરા શિવરાજશાને દિવાન થવા બોલાવ્યો, પણ મુહૂર્ત માફ ન હોવાથી તે આવ્યો નહિ, એટલે ભારમલજીએ મહેતા લક્ષ્મીદાસને દિવાનની પાઘડી બંધાવી, અને રાજ્યકારભાર તેને સોંપ્યો. આ પછી તરતજ ઇબ્રાહીમમિયાપર મહારાવશ્રીની અપ્રીતિ થઇ.

સંવત્ ૧૮૭૧ મા લક્ષમીદાસ કામદારની હાજરીમા રાવશ્રીના એક મારવાડી અંગરક્ષકે ઇબ્રાહીમમિયાનું ખુન કર્યું આ વાતની હુસેનમિયાને ખબર પડતા, તેણે ત્રણેય મારવાડીઓને પકડાવી મરાવી નાખ્યા, અને રાવશ્રીની હજુરમા આરબ અંગરક્ષકો રખાવ્યા.

વ્યવસ્થાને અભાવે અશાંતિ વધીગઇ, ભચાઉ, ચોબારી અને [illegible]પરના ઠાકોરો સ્વતંત્ર બની ગયા. ઠેકઠેકાણે મારફાડ થવા લાગી, [illegible]રાઓએ ભારે લુટફાટ ચલાવી, આખરે હુસેનમિયાને ખબર મળી "કોલકરાર પ્રમાણે બંદોબસ્ત જાળવવા તથા લુટફાટ અટકાવવા [illegible]ની સરકાર કચ્છપર મોટું લશ્કર મૂકે છે," એટલે તે ગભરાયો. [illegible]નો લાભ લેવા આશકરણશા અને શિવરાજશાને રાવશ્રીની મરદારી [illegible] તેની પાસેથી ભૂજનો કબજો લઈ લેવાની ચળવળ ચલાવી, [illegible]રિણામે અંજાર, ભચાઉ, બહાદરગઢ અને કંથકોટના બોગનરાનો [illegible]શપરંપરાનો અઘાટ ખત લખાવી, ભૂજનો કબજો મહારાવશ્રી વતી [illegible]શિવરાજશાને સોંપી હુસેનમિયા ઇ. સ. ૧૮૧૫ ના જાન્યુઆરી માસમાં અંજાર ગયો, એટલે આશકરણશા અને શિવરાજશા રાવશ્રીના કારભારી બન્યા અને રાજ્યલગામ હાથમા લીધી.

રાજકીય ખટપટમાં ઉતરી કાવાદાવાને કારણે મહેતા લક્ષ્મી-દાસે કારભારું છોડી આપ્યુ, અને રાજ્ય અને રાજાની સેવા બજાવવા [illegible]ની ગત જોતા બેઠા.

શિવરાજશાને રાવશ્રી માય ન બનતા તે નાસી ગયો, અને ત્યાનો કબજો લઇ મગ્મર સાથે લડતા જોડીયાનાગાઓને દારૂગોળો આપી, મદદ દઈ, સરકાર સાથે વિરોધ જાહેર કર્યો, અને આશાકરણશા તો પહેલેથીજ અંગ્રેજોને ધિક્કારતો હોવાથી તેણે કંપની સરકારના એલચીને ભૂજમાથી કહાડી મૂક્યો, એટલુજ નહિ, પણ લૂટારાઓની પૂઠ પકડી ધાણીવા મુકામે મેકમર્ડો પડાવ નાખી પડ્યા હતો. તેનાપર શિરમાણીઆ નામના મિયાણા પાસેથી છાપો કરાવી, કેપ્ટનના ઉંટ, ઘોડા વગેરે લૂટાવી લીધા, અને શિરમાણીઆને મહારાવશ્રીને હાથે પાઘડી બધાવી

આશાકરણશાની શીખવણીથી મહારાવશ્રીએ આસમીયાના ઠાકોર પર ચડાઈ કરી, તેથી ભાયાતોમા મોટો ખળભળાટ થયો, અને બધાએ રાવશ્રી સાથે સબધ બધ કર્યો, એટલે રાવશ્રીએ આશાકરણશાને કહાડી મૂક્યો, તેથી તે મહમ્મદમિયાને આશ્રયે મુદ્રે નાશી ગયો ત્યા રાવશ્રીએ ઘેરો ઘાલ્યો, ત્યારે મહમ્મદમિયા નમી પડ્યો, અને એક મામની અદર મુદ્રાનો કબજો સોપવા બાહેધરી આપી, પોતાના ભાઈ જાફરમિયાને ઓળમા આપ્યો તેને સાથે લઇ, રાવશ્રી ભૂજ પાછા ફર્યા, પણ મુદ્દત વિત્યાપછી જાફર નાસી ગયો

મુદ્રેથી વળી આવી ઓગણીસ વર્ષની ઉમરે રાવશ્રી ભારમલજીએ મોટી ધામધુમથી લગ્ન કર્યા

કંપની સરકાર સાથે વિરોધ કરવામા માલ નથી, એવી નથુ મહેતાએ સલાહ આપી, તેથી વાગડના લૂટારાઓને દાબદેવા રાવશ્રીએ વાગડપર ચડાઈ કરી, બધો લશ્કર પળાસવાપર કાઢ્યા, ત્યાથી કાનમેર ગયા અને શિરમાણીયા આદિ મુખ્ય લૂટારાઓનો શિરચ્છેદ કરાવી વાગડમા સમાધાની સ્થાપી, ભૂજ આવ્યા, એટલે ફરી વાગડના બહારવટીઆઓ કચ્છ, કાઠીયાવાડ અને ગુજરાતમા ત્રાસ વર્તાવવા લાગ્યા

કચ્છમાં ચાલતી અવ્યવસ્થા અને અશાંતિ અટકાવવા અંગ્રેજ સરકારે કાઠીયાવાડનું જોડીયાબંદર તાબે કરી કચ્છપર ચઢી આવવાની મોટી તૈયારીઓ કરી ઇ.સ. ૧૮૧૫ના નવેમ્બરની ૧૫મી તારીખે મહારાવશ્રીને પત્રમાં લખી જણાવ્યું કે "અમારા એલચીને કહાડી મૂકી કરેલ અપમાન, જોડીયાવાળાઓને અમારા વિરૂદ્ધ આપેલ સહાય, પેરવા અને ગાયકવાડી ગામોમા થયેલ લૂંટ અને મેકમર્ડોની ધાટીલા મુકામે લૂટાએલા છાવણીથી થયેલ નુકશાનનો બદલો આ પત્ર મળ્યા પછી ચોવીસ કલાકમા નહિ આપો, તો સરકારને નછૂટકે આગળ વધવું પડશે, પણ મહારાવશ્રીએ બાર દિવસ સૂધી તેનો કશો ઉત્તર આપ્યો નહિ, એટલે સને ૧૮૧૫ની ૧૪મી ડીસેમ્બરે ચારહજાર ગોરે તાર અને ગાયકવાડી પાયદળ લઇ કર્નલ ઇસ્ટે રણ ઓળંગી અંજારની પૂર્વે પાચ માઇલપર વેહીસર પાસે મુકામ કર્યો, એટલે વાંઢીઆનો ઠાકોર છાવણીમા જઇ શરણે થયો.

કંપની સરકારનું લશ્કર કૂચ કરતુ ભીમાસર સૂધી આવી પહોચ્યુ, ત્યાંના કુવાઓમાં ઝેરની કોથળીઓ નાખવામાં આવી હતી, એટલે કર્નલ ઇસ્ટે અંજાર રહી કાઠીયાવાડથી દરિયાઇ માર્ગે ખાદ્ય પદાર્થો અને લશ્કર મંગાવવા તથા રાજધાની ભૂજનગર સાથે વિષ્ટિના સંદેશા ચલાવવાનો વિચાર કરી, ત્યાંના કારભારી હુસેનમિયાંને લશ્કરી થાણું રાખવા આપવા માટે કહાવ્યું પણ તેણે તે વાત માની નહિ, તેથી અંજાર કબજે કરવા કંપની સરકારના લશ્કરે છાવણી ઉપાડી કૂચ કરી.

ઈ. સ. ૧૮૧૫ ના ડીસેમ્બરની ૨૫ મી તારીખે સવારના દશ વાગે કર્નલઇસ્ટે અંજારનો કિલ્લો તોડી નાખવા તોપોના મોરચા માંડ્યા, અને અઢી વાગે પોતાના માણસોમા ફૂટ પડેલી જાણી, હુસેનમિયાએ કિલ્લાના દરવાજા ખોલી નાખી, શરતે તાબે થયેલ, અને અંજાર કંપની સરકારને હવાલે કરી, ભૂજ નાશી ગયો, એટલે બીજે

દિવસે કર્નલઈસ્ટે જમાદાર ફતેહમહમ્મદે વસાવેલ તુણા બન્દરનો કપની સરકારવતી કબજો લીધો

થોડા દિવસ પછી કર્નલઈસ્ટની છાવણીમા આવી મુદ્રાના કારભારી મહમ્મદમિયા શેતાએ સરકારને મદદ આપવાની પોતાની ઇચ્છા દર્શાવી અને સાથે સહકાર કરી મૈત્રી સાધી

ઇ. સ ૧૮૧૬ ની જાન્યુઆરીની ત્રીજી તારીખે કર્નલ ઇસ્ટે અંજારથી ઉપડી લાખોંદ પાસે પડાવ નાખ્યો, ત્યા મહારાવશ્રી તરફથી લક્ષ્મીદાસ આવ્યા અને સંધીની વાતો કરી, આખરે ૧૪ મી જાન્યુઆરીને રોજ કંપની સરકાર અને કચ્છ દરબાર વચ્ચે મૈત્રી માટે કોલ કરાર થયા

કચ્છ દરબાર અને કંપની સરકાર વચ્ચે તહનામું થયા પછી, ફેબ્રુઆરી માસમા કંપની સરકારનું લશ્કર ભૂજ છોડી વાગડ ગયુ અને ત્યા શાંતિ સ્થપાઈ માડવી, ગઢસીમા અને કથકોટ રાવશ્રીને તાબે થયા બધી ગડબડનુ સ્થાન એના પણ તાબે થયુ, એવી રીતે બધે વ્યવસ્થા થતા કેપ્ટન મેકમર્ડોને અંજાર સૂપી કર્નલ ઇસ્ટ કચ્છ છોડી ગયો

કચ્છમા લૂટફાટ અને મારફાડ બંધ થયા નથુ મહેતાના કારભાર અને લક્ષ્મીદાસની મનાહથી રાજ્ય વ્યવસ્થિત બન્યુ, વિંઝાણનો નોંઘણજી અને કોટડીનો પ્રાગજી લશ્કરી સેનાપતિ તરીકે નીમાયા અને ફરીથી સારા કચ્છમા મહારાવશ્રી ભારમલજીની સર્વોપરિ સત્તા પ્રસરી

સંવત્ ૧૮૭૨ ના ભાદરવા સુદ ૫ ના રોજે મહારાવશ્રીને ત્યા વજુબા મોટી રાણીથી યુવરાજ કુમારશ્રી દેશળજીનો જન્મ થયો

અંજાર ચોવીસી સિવાય કચ્છની સત્તા હાથમા આવ્યા પછી ભારમલજી ખુશામતીઆ માણસોની સોબતે ચડ્યા, તેમણે મહારાવશ્રીને કોનાટ પ્રકારના વ્યસનોમા તલ્લીન બનાવી રાજ્યની બધી વ્યવસ્થા પોતાના હાથમા લીધી, અને મહારાવશ્રીને નામે ખેડુતો પાસેથી આઠ

મામની મહેસૂલ આગળથી વસૂલ કરી, અને વીસ લાખ કોરીનો રાજ્યના કર્મચારીઓપર દંડ કર્યો, તે વખતે કોઇપણ શ્રીમતની માલમિલ્કત સહિસલામત ન હતી. મહારાવશ્રીના સોબતીઓની આવી વર્તણૂંકથી જાડેજા ભાયાતો મહારાવશ્રીપર નારાજ થયા, અને એકાદ અપવાદ સિવાય બધા પોતપોતાની જાગીરોમા જઇ બેઠા, અને મહારાવશ્રીની સલામે આવવું બંધ કર્યું.

સિંધના અમીરો સરકાર સામે કાવત્રા રચતા હતા, કચ્છમા એલચીઓ મૂકી ગુપ્તપણે મહારાવશ્રીને પોતાના પક્ષમા લેવા તેમણે પ્રયાસ કર્યો. એ વાતની કેપ્ટન મેકમર્ડોને જાણ થતા તેણે કચ્છના મહારાવશ્રી સાથે મૈત્રી દ્રઢ કરવા વડી સરકાર સાથે પત્ર વહેવાર ચલાવી, કચ્છ રાજ્યને દરવર્ષે આપવા પડતા બે લાખ રૂપિયા માફ તથા નુકશાનીની વીસ લાખની રકમમાથી રૂપિયા ૮૧૩૮૨૬ મુકાણ કરવાની તા. ૧૮ જુન ઇ. સ. ૧૮૨૬ના દિવસે મજુરી મેળવી, એ હકીકત તેણે મહારાવશ્રી પાસે જાહેર કરી, સરકાર અને દરબાર વચ્ચેનો મૈત્રી સંબંધ કાયમ કર્યો.

સિંધના અમીરો સાથે મૈત્રી સંબધ ન બાધવા મહારાવશ્રીને કેપ્ટન મેકમર્ડો અને કેરાબાએ સમજાવ્યા. તેથી કચ્છ રાજ્યનો અંગ્રેજો વિરૂદ્ધ સિંધ સાથેનો સબંધ ન બંધાયો, એટલે ક્રોધે ભરાઈ સિંધના અમીરોએ સંવત્ ૧૮૭૩ મા કચ્છના લૂંટારાઓને પકડી પાડવાના બહાના હેઠળ સિંધી લશ્કર પારકર સુધી મૂક્યુ, પણ કચ્છ રાજ્યની અને કંપની સરકારની લડાયક તૈયારીઓ જોઈ સિંધી લશ્કર લડાઇ કર્યા વિના સિંધ પાછું ફર્યું.

મહારાવશ્રી એશઆરામમા પડી, બધો રાજ્યકારભાર હલકા સોબતીઓની સલાહ પ્રમાણે ચલાવતા. ગિરાસિયા પાસેથી બધી સત્તા લઇને તેમને કેવળ જમીનદાર બનાવી દેવાની યોજના પાર પાડવા તેમણે સાધાણ અને આડેસરપર ચઢાઈ કરી, તેથી બધા ભાયાતો ગુસ્સે થયા અને સાઠ સહીઓવાળી એક અરજી કંપની સરકારને કરી, રક્ષણ માટે મદદ માગી.

અબ્દુલકરીમ નામના એક આરબ અંગરક્ષકે મહારાવશ્રીના પિત્રાઇ ભાઇ લધુભાનું ખુન કર્યું. તેના તરફ મહારાવશ્રીએ આંખ મીંચ કરી, એટલે તે છકી ગયો અને ઉદ્ધત બની ચત્રભૂજ મુનશીની ગાય મારી નાખી. એટલે ભૂજની હિંદુપ્રજા ઉશ્કેરાઇ ગઈ, ત્યારે તેને પકડવા રાવશ્રીએ માણસો મૂકયા, પણ આરબ લશ્કરે અબ્દુલકરીમને સોંપવા ચોકખી ના પાડી, તેથી કાપા કાપી ચાલી, તેમાં દરબારના ૫૦ માણસો માર્યા ગયા અને અબ્દુલકરીમ હાથ આવ્યો.

લધુભાના ખુનમાં મહારાવશ્રીનો હાથ હોવાનો સરકારને વહેમ જતાં મેકમર્ડોએ રાવશ્રીને લખી જણાવ્યું, કે "તમારા કાર્ય માટે અમે ઘણા દીલગીર છીએ, પણ હવે લધુભાની વિધવા કે કુંવરના જાનમાલને જરાયે નુકશાન થશે તો સરકાર તમારી સાથેનો મૈત્રી સંબંધ પાછો ખેંચી લેશે." આ પત્ર વાંચી રાવશ્રી ઘણા ક્રોધે ભરાયા અને છો ચોક અંગ્રેજો પ્રત્યે વિરોધ દર્શાવી લડાયક તૈયારીઓ કરવા માંડી, અને ભૂજમાં કંપની સરકારનો કચ્છખાતેનો નેટિવ એજન્ટ રહેતો હતો, તેને અપમાન કરી ભૂજમાથી કહાડી મૂકયો.

આ સમાચારથી ભૂજ આવી રેસિડન્ટે રાવશ્રી સાથે મસલત ચલાવવા માંડી, પણ તેમાં તેને નિષ્ફળતા મળી, એટલું જ નહિ, પણ તેની જીંદગી જોખમમાં આવી પડી, તેથી તે ભૂજ છોડી અંજાર નાશી આવ્યો.

ભૂજથી નાશી આવ્યા પછી, આવી રીતનો મહારાવશ્રીનો કંપની સરકાર સાથેનું અપમાન ભરેલું વલણ અને વિરોધ જોઇ કેપ્ટન મેકમેર્ડોએ તેનો સવિસ્તાર હેવાલ સર્વોપરિ સરકારને કલકત્તા લખી જણાવ્યો, અને હવે શું કરવું, તે પૂછાયું, જેપરથી ઈ. સ. ૧૮૧૮ ની આખરીમાં વડી સરકારની ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલે કચ્છના રાવશ્રીને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ કરી, તેમ કરવાની બધી ગોઠવણ કરવા કચ્છના રેસિડન્ટ કેપ્ટન મેકમર્ડોને સંપૂર્ણ સત્તા આપી.

ઇ. સ. ૧૮૧૭ની શરૂઆતમા કેપ્ટન મેકમર્ડોએ ભાયાતોને કહાવી મૂક્યુ, કે "અગ્રેજ સરકાર કચ્છમા પાકી નદોબસ્ત જાળવવાની કાળજી ધરાવે છે, માટે તે સબધી મસલત ચલાવવા રેસિડન્ટની ઓફિસમા અજાર આવવુ, આવી રીતે બધા ભાયાતોને બોલાવી, તેમની સાથે મસલત ચલાવી, તેમને સરકારના પક્ષમા લઇ લીધા

ઇ. સ. ૧૮૧૮ ની ૨૪ મી માર્ચે અગ્રેજી લશ્કર લઇ કેપ્ટન મેકમર્ડોએ ભૂજની પાદરે પડાવ નાખ્યો અને રાવશ્રીને કહાવી મૂક્યુ, કે "હવે પછી ઇ. સ. ૧૮૧૬ ના કોલ કરાર રદ સમજી, એકદમ કંપની સરકારની છાવણીમા શરણે આવો,' આ કહેણ આવ્યા પછી ૨૫ મી માર્ચે લગી રાવશ્રી શરણે આવ્યા નહિ, તેથી સર વિલિયમની સરદારી હેઠળ અગ્રેજ લશ્કરે ભૂજીયાપર હલ્લો કરી, તેનો કબજો લીધો, તેથી ૨૬ મી માર્ચે મહારાવશ્રી શરણે થયા. એટલે અગ્રેજ સરકારનો કચ્છ ખાતેનો પ્રતિનિધિ–રેસિડન્ટ ભૂજમા દાખલ થયો, અને કચ્છ દરબારના લશ્કરને વિખેરી નાખી, હવે રાજ્યગાદી કોને સોંપવી, તે માટે જાડેજા ભાયાતો સાથે મસલત ચલાવવા લાગ્યો

આરના સમય સુધી લક્ષમીદાસ કામદાર શાત બેઠો હતો, દેશ અને રાજ્યની સેવા કરવાનો સારો અવસર આવેલ જાણી, તે બહાર પડયો, તેણે બધો મામલો શાત પાડી, ધીરજથી બધા જાડેજા ભાયાતો અને રાજ્યાધિકારીઓને સમજાવી, રાવશ્રી ભારમલજીના ત્રણ વર્ષના યુવરાજ કુમારશ્રી દેશળજીને કચ્છ રાજ્યની ગાદીએ બેસાડવાની વાત નક્કી કરાવી

હક્દારને ગાદી અપાવવાના લક્ષમીદાસ કામદારના પ્રયાસ અને જાડેજા ભાયાતોના એકાએક નિશ્ચયથી સરકારી અમલદારો ચકિત થઈ ગયા અને આશા ન રાખેલ એવા નિર્ણયપર સૌ એક મતે આવ્યા



# મહારાવશ્રી દેશળજી બીજા

## પંચાયત અને નૂતન કચ્છ.

સંવત્ ૧૮૭૫-૧૯૧૭ ઈ સ ૧૮૧૯-૧૮૬૧

મહારાવશ્રી ભારમલજી પદભ્રષ્ટ થયા, ત્યારે યુવરાજ કુમારશ્રી દેશળજીની ઉમર નવ વર્ષની હતી, તેમની વતી જાડેજા વજેરાજજી, મેગમણજી, પૃથ્વીરાજજી, પ્રાગજી, અલિયાજી, મેખાજી, જયમલજી, ભાણજી અને નોઘણજી તથા કંપની સરકારવતી કેપ્ટન મેકમર્ડોએ 'કંપની સરકાર અને કચ્છ દરબાર' વચ્ચે થયેલ કોલકરારમાં ફેરફાર કરી ૨૩ મી ઓકટોમ્બર ૧૮૧૯ માં એકવીસ કલમોનો નવો ખરડો તૈયાર કર્યો તે તહનામા મુજબ સંવત્ ૧૮૭૫ ના જેઠ સુદ ૧૦ ના દિવસે યુવરાજશ્રી દેશળજીનો રાજ્યાભિષેક થયો, અને તેમની સગીર વયના કારણે રાજ્યકારભાર ચલાવવા એક રિજન્સી કાઉન્સિલ-રાજકારોબારી મંડળીની સ્થાપના થઇ તેમાં સભ્યો તરીકે જાડેજા ભાયાતોમાંથી કુંભારીયાના જાડેજા વજેરાજજી, તથા નાગ્રેચાના જાડેજા પૃથ્વીરાજજી, પ્રજામાંથી રાજગોર ઓધવજી હરભાઇ તથા બ્રહ્મક્ષત્રિય રત્નસિંહ જોશી, અને રાજ્યના અધિકારીઓમાંથી દિવાન લક્ષ્મીદાસ વલભજી મંત્રી તરીકે ચૂંટાયા, તેમના અધ્યક્ષ તરીકે અંગ્રેજ સરકારનો રેસિડન્ટ નિમાયો, એ મંડળીને પ્રથમતો વાગડના ગિરાસીઆઓને સતોષી, ત્યાં શાંતિ સ્થાપવાની હતી, પછી આખા કચ્છમાં વ્યવસ્થા આણી, મહારાવશ્રી દેશળજીને નામે સર્વોપરિસત્તા જમાવવાની હતી, તથા રાજકીય અને પ્રજાકીય સુધારા કરવાના હતા.

સંવત્ ૧૮૭૨ લગભગ વાગડમાં અશાંતિ અને અવ્યવસ્થા અટકાવવા માટે ભગીરથ પ્રયત્ન થયા હતા, ત્યારે કેટલાક ગિરાસીઆઓ દેશ છોડી ગુજરાતની હદે વીરાવાવ અને પારકર નાસી ગયા હતા, તેમણે સિંધના કલોરાઓના નામથી નાકા છૂટેલા ચાંચીયાઓ

ખોમાઓ ત્યાં આવી વસ્યા હતા, તેમને પોતાના પક્ષમાં લઇ લીધા, અને ત્યાંના સોઢા રાજપુત પૂંજાજીને મદદગાર બનાવી ગુજરાત, કાઠીયાવાડ અને કચ્છમાં લાગ ફાવે મોટી મોટી લૂટો કરી આવતા કંપની સરકારે તેમને બોલાવી લઇ, જાગીરો સોંપવાની ગવર્નરથી ભાર-મલજીને વખતોવખત નવાઇ આપી, પણ રાવશ્રીએ તેની જગાએ દરકાર કરી નહિ, તેથી તેઓ ભયંકર લૂટારા થઇ પડયા હતા.

ઇ. સ. ૧૮૧૯ ના મે માસમાં ઘોડા તથા ઉંટપર સવાર થયેલા આશરે માણસોએ વાગડમાં ભચાઉ શહેરપર હુમલો કર્યો, પણ કિલ્લાની તોપોએ તેમને પાછા રાખ્યા, ત્યાં તેઓ બસો ઢોર હાંકી ગયા, અને વેધમાથી ચાલીસ હજાર રૂપિયાનો માલ તથા પાંચસો ઢોર લઇ ગયા.

એ લૂટારાઓને મિત્ર બનાવી હમેશને માટે લૂટ કરતા અટકાવવા માટે કંપની સરકારના આડતીયાએ રાજકારોભારી મંડળની સલાહથી તેમની સાથે મસલત ચલાવી, પરિણામે અંગ્રેજી રાજ્યના કોઇ પણ બહારવટીઆને કોઇ પણ પ્રકારની સહાય ન કરવા, અને આશ્રય ન આપવાની શરતે તેમના બાપદાદાઓની જાગીરો તેમને ઇ. સ. ૧૮૧૮ ના ઓગષ્ટની પચ્ચીસમી તારીખે સોંપી આપી, તેમાં કોઇ પણ ચોર કે લૂટારાને રહેવા ન આપવો, ત્યાંથી પસાર થતો પ્રવાસી લૂંટાય, તો ચોર પકડી દેવો, અને લૂંટાયલા માલની કિંમત વર્તી આપવી, તેમ જ કોઇ પણ માણસ વેર લેવા કે શાંતિનો ભંગ કરવા ત્યાંથી પસાર થાય, તો તેને અટકાવવો અને બળાત્કારે ચાલ્યો જાય, તો તેની મહારાવશ્રીને જાણ કરવી, વફાદારી બતાવી કચ્છ રાજ્યને લડાઇ પ્રસંગે સહાય આપવી, જાગીરોની વર્ષ દહાડે જમાબંધી આપવી, બાંધેલા કિલ્લા તોડી પાડવા અને સરહદની તકરારનો અંત પંચ મારફત કરાવવો, એવો લખત લખાવી લીધો.

રાજ્યકારોભારી મંડળના પ્રયાસથી દેશની સ્થિતિ સુધરવા લાગી,

પણ ક્રમભાગ્યે આદિદૈવિ ઉપાધિ આવી પડી. ઈ. સ. ૧૮૧૯ ના જુનની ૧૬ મી તારીખે સાંજે સાડા ૭ વાગે ધરતીકંપનો એક ભારે આચકો લાગ્યો, તે લગભગ બે મિનિટ સુધી રહ્યો. તેથી જમીન ચાલતી હોય, એમ લાગતું અને ઉભવું મુશ્કેલ થઈ પડ્યું. દરેક ઘરપાયાથી હચમચી ઉઠયું, પછી ચાર કલાક દરમ્યાન બીજા ત્રણ આચકા લાગ્યા અને બીજે દિવસે ધરતી વારે વારે સહેજસાજ ધ્રૂજતી, અને પવનના મોટા જાપટા લાગતા, અને ખટારાના ખડખડાટ જેવો ભયંકર અવાજ બીજી આખી રાત સુધી ચાલ્યો, ત્રીજી રાત્રે પોણાદશ વાગે જરા અવાજ બંધ થયો, અને એક અસાધારણ આચકો લાગ્યો, તે પચાસ વિપળ લગી ચાલ્યો. ૭ અઠવાડીયા લગી લગભગ સહેજ આચકા લાગ્યા કરતા હતા, તે ઇ. સ. ૧૮૧૬ ના નવેમ્બરની ૨૦ મી તારીખ સુધી આચકા લાગ્યા.

ધરતીકંપના આચકા અને પવનના જાપટાથી આખા કચ્છમાં જીવ, જનાવર અને માલમિલ્કતની મોટી નુકશાની થઈ, ભૂજમા સાતમો ઘર પડી ગયાં, રાજ્યમહેલ પણ તે દિવસે રહેવા માટે નકામો થઇ પડયો, અને લગભગ ૧૧૫૦ માણસો દટાઈ મુઆ. તેવી જ રીતે અંજાર, માંડવી અને લખપતમા પણ માણસોની અને ચોપાઓની ઘણી નુકશાની થઈ, કચ્છનો સારામાં સારો તેમનો કિલ્લો જમીનદોસ્ત થયો, કચ્છની ઉત્તરે આવેલ રણ, પશ્ચિમ અને બનીમાં પાણીની રેલ આવી, તેની પુર્વપશ્ચિમેની પહોળાઇ જાણવામાં આવી નથી, પણ ઉત્તર અને દક્ષિણે ૭ માઇલ લગી પાણી ફરી વળ્યાં હતા, તેની ઉંડાઇ અઢી ફીટની હતી, તે થોડા કલાક પછી અર્ધાં થઈ ગઇ હતી, તે વખતે ત્યાંથી એક મુસાફર ઘોડે બેસી જતો હતો, તે કહે છે કે પાણીની સપાટીપર સંખ્યાબંધ ધૂળના ઢગલા દેખાતા હતા, તેમના મુખમાથી હવા અને પાણી ભભૂકી નીકળતા હતા, નદીઓના સુકા પેટ થોડા વખતમા પાણીથી ભરાઇ

એક ટુકડી મૂકી. વીરાવાવના લૂટારાઓને પાયમાલ કરી, નગરપારકર પાસેથી હજાર રૂપિયા દંડ લઇ તે પાછી સિંધ ચાલી ગઇ, પણ લૂટફાટ તો હતી તેવી જ રહી.

સિંધની ટુકડી ગયા પછી એક મહીને ઇ. સ. ૧૮૧૬ ના ડિસેમ્બર માસમા અઢીસો ખોસાઓ બન્નીમાથી ચારસો ઢોર હાંકી ગયા, તે પાછા વાળી આવવા બન્નીના કેટલાક યુવકો બહારવટીઆ-ઓની પૂંઠે પડ્યા, અને રણને કાંઠે તેમને પકડી પાડ્યા, અને થોડા માણસોના ભોગે ઢોરોને પાછા વાળી આવ્યા.

સંવત્ ૧૮૭૭ માં લધુભાનો કુંવર મરણ પામ્યો, એટલે રિજન્સી કાંઉન્સિલે તેની વિધવા માતાને નિર્વાહ માટે સારૂં વર્ષાસન કરી આપ્યું.

આ બનાવ બન્યા પછી એવી વાત બહાર આવી કે પદભ્રષ્ટ રાવશ્રી ભારમલજીની બહેન કેશાબાએ ભાભી સાથે ભળી જઇ, પોતાના ભાઇને કેદમાથી સિંધ નસાડી મૂકવાનું કાવત્રું રચ્યું છે, આપરથી કાવત્રાખોરોને પકડી કેદે પહોચાડવામાં આવ્યા, અને ચોવીસ વર્ષની વય સુધી કૌમાર્યવ્રત પાળતી કેશાબાને પરણાવી દેવામાં આવ્યા.

કચ્છમા પારકરના લૂટારાઓ લૂટ ચલાવતા તે અટકાવવા માટે ગવર્નર શ્રી તરફથી અમીરોને વારંવાર તાકીદ ભર્યા પત્રો લખાતા છતાં લૂટ અટકતી નહિ, અને ઇ. સ.૧૮૨૦ની શરૂઆતમા કચ્છ રાજ્ય તરફથી એક મોટું લશ્કર ઉભું કરવામા આવ્યું, તેથી સિંધના અમીરો ભય પામ્યા.

ખોસાઓની ટોળી જાણી કચ્છી લશ્કરે એક સિંધી થાણાપર હલ્લો કર્યો, તેથી અમીરો ક્રોધે ભરાઈ, એક પશ્ચિમમાં લખપત તરફ, એક મધ્યમાં ખાવડા તરફ અને એક પૂર્વમાં પારકર તરફ એમ ત્રણ જૂદી જૂદી દિશાએ લશ્કરો મૂક્યા; તેમાથી એક તો કચ્છના એક

ગામપર આક્રમણ કરી લૂટ પણ ચલાવી, આ વાતની ખબર પડતાં, એટલે કચ્છ રાજ્યે મોટું લશ્કર મૂકી, તેનો સચોટ જવાબ આપ્યો, એટલે સિંધી લશ્કર નાસી ગયું, ત્યારે અમીરોએ બહાનું કાઢ્યું, કે "સિંધી લશ્કર કચ્છપર ચડાઈ કરવાને નહિ, પણ મહા-સ્વરીઆઓ પકડી પાડવા આવ્યું હતું"

ઈ. સ. ૧૮૨૦ ના ૨૮ મી એપ્રીલને દિવસે વાગડના વગણ, પરમારની જગ્યા પાસે કેપ્ટન મેકમર્ડો મરણ પામ્યો, એટલે તેની જગ્યાએ ઇન્ચાર્જ તરીકે જી. જે. વિલ્સન આવ્યો, તેણે બે માસ સુધી રેસિડન્ટ તરીકે કામકાજ કર્યું, પછી હેન્રી પોટિન્જર આવ્યો, ત્યારે ઇ. સ. ૧૮૨૦ ના નવેમ્બરની ૮ મી તારીખે સિંધના અમીરોએ પોતાના મુનશી ખાતેના એલચી મારફત કંપની સરકાર સાથે કાયમી મિત્રાચારીના કોલકરાર કર્યો, તેમાં ખોસા અને બીજા લૂટારાઓને લૂટ કરતા અટકાવવાનું માથે લીધું, પણ ભારે પ્રયાસ કર્યો છતાં સિંધના અમીરો લૂટ અટકાવી શક્યા નહિ તેથી કંપની સરકારે પુનાથી ચાલીસ ઘોડેસ્વારની ટુકડી મગાવી ભુજની ઈનાતે રેસીડન્ટની મરજીપર જાપતો રાખવા માટે રાખી

અંજાર ચોવીસી કંપની સરકાર પાસેથી પાછી મેળવી લેવાની કચ્છ રાજ્યના સુમેરજીઓની લાંબા સમયથી ઇચ્છા હોવાથી, અને સરકારને પણ એકંદરે સ્થિતિ અગવડ ભરેલી લાગવાથી પરસ્પર સમજન ચલાવી વાર્ષિક રૂપિયા ૮૮૦૦૦, આપવાની શરતે કંપની સરકારે અંજાર ચોવીસી કચ્છ રાજ્યને સ્વાધીન કરી, અને ભુજની ઉત્તર દિશાએ છાવણી માટે જમીન આપવામાં આવે તો ભુજીઆનો કિલ્લો પણ આપી દેવાની ઇચ્છા સરકારે દેખાડી, પણ તે જમીન જાગીરદાર બ્રાહ્મણોની માલીકીની હોવાથી તે આપવા રાજ્યે અશક્તિ બતાવી, એટલે સરકારી છાવણી હતી ત્યાં જ રહી, અને ભુજીઆનો કિલ્લો પણ સરકારના કબજામાં રહ્યો.

રાજ્યનું મહેસૂલી ખાતુ અવ્યવસ્થીત હોવાથી રાજ્યકારોબારીમંડળે ખેડુઓને ઉપડભોગ ઠેરાવી, પાચ વર્ષને માટે જમીન ખેડવા આપી, અને દેશમાં શાંતિ હોવાથી ભાડુતી સિપાઇઓને ઓછા કરી નાખી, પ્રજાના જાનમાલના રક્ષણ માટે તાલુકે તાલુકે કાબેલ સરદારો નીમી, તેમની સરદારી નીચે એકેક ટુકડી રાખી, મહારાવશ્રીના મોભાને હરકત ન પહોચે એવી રીતે દરેક ખાતામાં યોગ્ય ફરકસર કરી. આમ બે વર્ષ સારી આબાદી અને સુખ શાંતિમા પસાર થયા, એટલે ફરી કચ્છપર આફત આવી પડી,

સંવત્ ૧૮૭૯ માં વરસાદ ન વરસ્યો, તેથી કચ્છમા ભારે દુષ્કાળની અસર થઇ, હજારો ઢોરો મરી ગયા અને કેટલાયે ગામડા ઉજ્જડ થયા, દેશની વસ્તીનો પાચમો ભાગ પેટ પુરતું પેદા કરવા પરદેશ ચાલ્યો ગયો.

વળી બે વરસ સારા ગયા, એટલે ફરી કચ્છપર આફતની વાદળી ચડી, કંપની સરકારનો હિંદી આડતીયો-નેટિવ એજન્ટ સિંધ-હૈદ્રાબાદના દરબારમાં રહેતો, તેના તરફથી કાંઈ સમાચાર ન હોવાથી, તેની પૂછપરછ કરાવતાં સરકારને ખબર મળી કે સિંધના અમીરો કચ્છપર ચઢાઇ કરવા માટે લૂટારાઓને સહાય આપી ઉશ્કેરી રહ્યા છે.

પારકરના લૂટારાઓને પકડવા માટે વાગડમા એક ટુકડી રહેતી, તેનો મોટો ભાગ ભૂજ ગયેલ હોવાથી ત્યા લૂટફાટ કરવી સહેલ જાણી, ત્રણ હજાર લૂટારાઓની એક ટુકડી સિંધથી નીકળી કચ્છ છતી લેવા ભૂજથી અઢાર માઇલને અંતરે આવેલ હબાય ડુંગરના કુદરતી રક્ષિત કિલ્લામા પડાવ નાખ્યો. એ ટુકડીમા મિયાણા, કોળી અને કચ્છના બીજા દુષ્કાળ પીડીત માણસો અને મુખ્યત્વે સિંધીઓ હતા તેમનો સરદાર કચ્છનો પ્રખ્યાત બહારવટીઓ તારલૂણાઈ હતો. તેણે ચાદસો માણસોને અંજાર લૂટવા મકયા. તેમણે

શાંતિ જળવાય અને કચ્છ રાજ્ય તથા ભાયાતો વચ્ચે પરસ્પર પ્રેમ રહે, તેવા ભાષણો થયા હતા, પછી સર જોન માલ્કમ સાહેબની સલાહે ભાયાતો ગયા હતા ત્યારે રાવશ્રી ભારમલજીપરથી ચોકી પહેરો ઉઠાવી રાજકાજમાં ભાગ લેવા આપવા અને કચ્છ પાસે લેવાતી રકમ ઘટાડી આપવાની માગણી કરી, તેમાં લેવાતી રકમ ઘટાડવાની પોતાની અશક્તિ દેખાડી બાકીની માગણી ગવર્નર સાહેબે સ્વીકારી લીધી.

સંવત્ ૧૮૮૮ માં પારકરના લૂટારાઓ પાછા બળમાં આવ્યા, તેમને દાબીદેવા કચ્છમાં લશ્કર ઉભું કરવામાં આવ્યું તેની સહાયથી મુખ્ય લૂટારાઓને પકડી, મારી નાખવામાં આવ્યા. આ કાર્યમાં મદદ આપવા અમીરોએ સિંધથી લશ્કર મૂક્યું હતું, પણ સિંધી લશ્કરે લૂટારાઓને પકડવામાં કંઇ પણ ભાગ લીધો નહિ, તેથી કંપની સરકારે સિંધ લખી જણાવ્યું કે " પારકરના લૂટારાઓએ કચ્છમાં નુકશાની કરી, તે વળી આપવામાં નહિ આવે તો સરકાર પારકરમાં લશ્કરી થાણું રાખશે," આપરથી અમીરોએ સરકારને પારકરમાં લશ્કરી થાણું રાખવા દઇ પોતાપરથી જવાબદારી ઉતારી નાખી.

લક્ષ્મીદાસ કામદારના પ્રયાસથી સરકારે કચ્છ રાજ્યનાપર લેણી નીકળતી રૂપિયા ૩૩૮૦૦૦ ની રકમમાંથી રૂપિયા ૮૮૦૦૦ લઇ ઈ. સ ૧૮૩૨ના સપ્ટેમ્બરની ૨૦મી તારીખે તહનામું કરી આપ્યું કે હવેથી અન્તરને બદલે અપાતી રકમ કંપની સરકાર કચ્છમાં વ્યવસ્થા જાળવવા પોતાના લશ્કરના ખર્ચ માટે વધારેમાં વધારે દર વર્ષે બે લાખ રૂપિઆ ચાર હફતે લે, અને મહારાવશ્રી દેશળજી માટે કંપની સરકારને માન અને મિત્રાચારી હોવાથી તેની નિશાની તરીકે દેશળજીને વીસને બદલે અઢાર વર્ષની ઉમરે રાજ્યગાદી આપવામાં આવશે, તે પ્રમાણે મહારાવશ્રી ઇ. સ. ૧૮૩૪ની ૮મી જુનાઇએ અઢાર વર્ષના થાય, ત્યારે મોટા દબદબાથી તેમનો પટ્ટાભિષેક કરાવવો

નિયત તારીખ અનુસાર પાટનગરમા ભવ્ય સમારંભ ભરવામા આવ્યો. રાજ્યના ભાયાતો, દરબારીઓ અને સ્થાન સ્થાનના મહાજનો સમક્ષ કંપની સરકારના કચ્છ ખાતેના પોલીટીકલ એજન્ટ અને એજન્સી કાઉન્સિલના અધ્યક્ષ કર્નલ પોટિંજરે મહારાવશ્રી દેશળજીને રાજનગરની ગાદીએ બેસાડ્યા અને રાજ્ય લગામ હાથમા સોપી મુંબઇ ગવર્નર લોર્ડ ક્લેરે મોકલાવેલ જવાહીરની ભેટ ધરી કંપની સરકારનો મૈત્રી ભાવ દાખવતો ખરીતો વાચી સંભળાવ્યો, અને રિજન્સી કાઉન્સિલ—રાજ્યકારભારી મંડળ વિસર્જન કર્યું

સવત્ ૧૮૮૧ના અષાઢ સુદ ૨ના દિવસે ગાદીએ આવ્યા બાદ શ્રી મહારાવશ્રી દેશળજીએ દેશમા સુદૃઢ શાંતિ સ્થાપના અને રાજ્યમા આવશ્યક સુધારા કરવા તરફ તેમણે પ્રથમ લક્ષ આપ્યું અને કાર્યો હાથ ધર્યા

સવત્ ૧૨૦૩ ની સાલમા લાખા અને લાખિયારના સમયથી દીકરીઓને દૂધ પીતી કરવાનો દુષ્ટ રિવાજ જાડેજાઓમા પડ્યો હતો, તે અટકાવવા મહારાવશ્રીએ ભગીરથ પ્રયત્ન આદર્યા જાડેજા ભાયાતોના દીકરા દીકરીઓની ગણની કરવા માટે ચારે દિશાએ મહેતાઓ મોકલી પત્રક તૈયાર કરાવ્યુ, તેમા ૨૬૨૫ છોકરા અને માત્ર ૩૩૫ છોકરીઓ જણાતા મહારાવશ્રીએ સવત્ ૧૮૮૭ મા ઉદ્ઘોષણા બહાર પાડી કે કોઈ જાડેજાએ દીકરીને દૂધપીતી કરવી નહિ, અને બાળક જન્મે ૫ર નિયમની અંદર તેની નોધ રાજ્યને ચોપડે કરાવવી અને ને પ્રમાણે નહિ વર્તે તે રાજ્યનો ગુનેગાર થશે, ૫છી નિર્ધન જાડેજાને લગ્ન પ્રસંગે આર્થિક મદદ કરવા એક જાહેર સભા કરી, તેમા રાજ્ય તરફથી દર વરસે ચાર હજાર રૂપિયા આપવાના મહારાવશ્રીએ જાહેર કર્યા અને ભાયાતોની વસ્તીવાળા ગામોમા તેમની સતતિની નોધ રાખવા માટે રાજ્ય તરફથી મહેતા રાખવામા આવ્યા

આફ્રિકા અને આરબસ્તાન સાથે કચ્છનો ધમધોકાર વેપાર ચાલતો,

ત્યાંથી વહાણો વાટે હબસી સીદીઓ આવતા અને પાછા ગુલામ તરીકે વેંચાવા દેશપરદેશ જતા. આ ત્રાસ દાયક વેપાર અટકાવવા મહારાવશ્રીએ કચ્છી પ્રજા જોગ એક ઢંઢેરો બહાર પાડી, એ લોહીનો વેપાર બંધ કરાવ્યો.

સંવત્ ૧૯૯૫ના ભાદરવા વદિ ૬ ના દિવસે મહારાવશ્રીને ત્યાં પટરાણી રૂપાળીબા રાણીથી યુવરાજ કુંવર પ્રાગમલજીનો જન્મ થયો.

અંદર અંદરના કજીઆ પતાવવા મહારાવશ્રીએ બે પંચાયતો નીમી, તેમાં મુખ્ય કારભારીઓ સાથે પોતે પણ ભાગ લેતા, અને નિષ્પક્ષપાતપણે ન્યાય આપતા, એટલું જ નહિ, પણ ફરિયાદ કરનાર કે અરજ કરનાર માટે ચોવીસે કલાક રાજ્યમહેલના દરવાજા ખુલ્લા રાખતા. ભૂજમાં એકવાર મોચીની નાતમાં કન્યાનો વાંધો થતાં, મોચી તકરાર ઉંડી, અન્ને પક્ષના માણસો મહારાવશ્રી પાસે ફરિયાદ કરવા ગયા તે વખતે બપોરના ખાણા માટે ભાણા પીરસાયા હતા અને રાવશ્રી જમવા ઉઠવાના હતા, એટલે કારભારીએ મોચીઓને બહાર આવતા રોકવાને અટકાવ્યા, તેથી તેઓ રોષે ભરાઈ ઉતાવળે માટે અંદર જવા માગણી કરી, તે વખતે મહારાવશ્રીને ખબર પડતાં જમણ પડતું મેલી, મોચીઓને અંદર બોલાવી, તેમની તકરારનો અંત આણી આપ્યો.

રાજ્યની પેદાશ વધારવા અને પ્રજાનો પ્યાર મેળવવા મહારાવશ્રી પ્રસંગોપાત કચ્છના શહેરો અને ગામડાઓમાં જતા અને ત્યાંની આંતરસ્થિતિ જાણવા વેપારીઓ ખેડુઓ અને કારીગરોને પોતા પાસે બોલાવી, વેપાર અને ખેતી સંબંધી પૂછપરછ કરતા અને પ્રતિકુળતાઓ જાણી લઈ, તે દૂર કરી આપતા અને અવસરનો સમય મોજશોખમાં ન ગાળતા દેશ અને રાજ્યની સ્થિતિ સુધારવાના વિચાર કરતા, તેઓશ્રી અવારનવાર ઓખિના ડેપ શહેરની સ્થાનિક તપાસ માટે ચડી જતા અને પુરી રીતે પરિસ્થિતિ જાણતા

એક વખતે રાત્રીના સમયમાં તેઓશ્રી ઓચિંતા માંડવી બંદરે જઇ દેશાવરોથી માલ ભરી આવેલ વહાણોના માલમોને રૂબરૂ બોલાવી, વેપાર સમાચાર પૂછ્યા, અને દેશાવરમાં કંઈ કનડગત હોય તો, તે ટાળી આપવા ઇચ્છા દેખાડી.

**લક્ષમીદાસ કામદાર**—સંવત ૧૮૯૬ મા મહેતા લક્ષમીદાસ કામદારે મહારાવશ્રી દેશળજીના દિવાન તરીકેની કામગીરી છોડી બાકીની જીંદગી ઇશ્વરોપાસનામાં ગાળવાનો નિશ્ચય કર્યો. કામદારનો જન્મ સંવત ૧૮૩૬ ના કાર્તિક વદ ૧૩ ના દિવસે લખપતબંદરમા ગરીબ નાગરને ત્યાં થયો હતો. તેનો પિતા પ્રથમ કામદ હતો, અને પાછળથી ફતેહમહમ્મદના લશ્કરમાં કારકુન થયો, અગિયાર વર્ષની વયે સાધારણ અક્ષરજ્ઞાન મેળવી, પિતા સાથે કામકાજ કરવા લક્ષમીદાસ જોડાયો. તેની કાર્યદક્ષતાથી આકર્ષાઈ, જમાદારે તેની કદર કરી, તેને સારી જગ્યા આપી.

સંવત્ ૧૮૬૯ માં જમાદાર ફતેહમહમ્મદ જન્નતનશીન થયો, ત્યાં સુધી લક્ષમીદાસ અને તેનો પિતા તેની નોકરીમાં હતા. પાછળથી લક્ષમીદાસે પોતાની જીવનનૌકા આગળ ધપાવી થોડા જ સમયમા પોતાના વ્યક્તિત્વથી અગ્રગણ્ય મુત્સદ્દી તરીકે સારી નામના મેળવી.

સંવત્ ૧૮૭૨ થી કંપની સરકારનો કચ્છ સાથે સંબંધ થયો, ત્યારે કેપ્ટન મેકમર્ડો મોટું લશ્કર લઈ, વાગડ રસ્તે કચ્છપર ચઢી આવ્યો અને અંજાર ખાલસા કર્યું. આવા કટોકટીના સમયમાં કચ્છ રાજ્યને એક અસાધારણ મુત્સદ્દી અને કાર્યદક્ષ દિવાનની જરૂર હતી. તે કામદાર લક્ષમીદાસે પુરી પાડી, પણ તે સમય દગા ફટકાનો હોવાથી કામદારે તરત કામદારી છોડી આપી, એટલે તેની જગ્યાએ નથુ મહેતો અને શિવરાજશા આવ્યા.

રાવશ્રી ભારમલજીના કેદ થયા પછી ભાયાતોને પક્ષમા લઇ, યુવરાજકુંવર દેશળજીને રાજ્યગાદીએ બેસાડવાનું કંપની સરકાર સાથે

નક્કી કર્યું, અને રાજ્યકારભાર ચલાવવા કારોબારી મંડળી સ્થપાયું, તેમાં રાજ્યના અગ્રેસર તરીકે ભાગ લઈ રાજા, પ્રજા, ભાયાતો અને સરકારની પ્રીતિ મેળવી.

બ્રિટિશ સરકારે કચ્છ રાજ્ય સાથે "મિત્રાચારીભર્યો સંબંધ રાખવો અને રાજ્યની આંતરિક વ્યવસ્થામાં હાથ ન નાખવો" એ કલમ લક્ષ્મીદાસ કામદારની મુત્સદ્દીગિરીનો નમુનો છે. કચ્છ દરબાર' કંપની સરકારને ખંડણી આપ્યા વગર સ્વતંત્રપણે રાજ્ય ચલાવે છે," એ લક્ષ્મીદાસ કામદારની મુત્સદ્દીગિરીને આભારી છે. તેણે ૫૯ વર્ષ લગી, કારોબારી મંડળમાં રાજ્યના મુખ્ય અને જવાબદાર કારભારી તરીકે ઘણી નિપુણતાથી કામકાજ કર્યું, અને પછી મહારાવશ્રી દેશળજીના હાથમાં બધો રાજ્ય કારભાર ન્યાય, નીતિ અને નિયમથી ચાલતો જોઇ, સંવત્ ૧૮૯૬ માં રાજકીય જીવનથી નિવૃત્ત થઇ, બાકીની જીંદગી ઇશ્વરોપાસનામાં ગાળી, સંવત્ ૧૯૦૫ માં વૈશાખ વદ ૧ ના દિવસે દેહ ત્યાગ્યો.

લક્ષ્મીદાસ કામદાર પછી મહારાવશ્રી દેશળજીએ શા. કુશલચંદ હરરાજને દિવાનની પાઘડી પહેરાવી. તેણે થોડો વખત કારભાર ચલાવ્યો. તેના પછી મહારાવશ્રી દેશળજીએ અમાનામ ગજ્જરામને દિવાન બનાવ્યો. તેના ગયા પછી ભાટીયા વાલા નાનજી જીવરાજ દિવાન થયો, તેણે શેઠ સુંદરજી શિવજી સોદાગરના વિશ્વાસુ કારભારી અને મુખ્ય મુનીમ તરીકે ઘણા વખત સુધી કામકાજ કર્યું હતું. તેણે દિવાનગિરી હાથમાં લેતાં જ રાજ્યમાં ઘણખરું કામકાજ જે લખાણ કર્યા વિના મૌખિક થતું, તે લખાણ દ્વારા લેવા માંડયું. તેણે કોઠાર, રોકડ, અને મહેસુલ આદિ ખાતાં જુદાં પાડી વ્યવસ્થિત બનાવ્યાં, તથા જુના રિવાજોમાં સુધારો વધારો કરી, બધાં ખાતાઓનું કામ અને વહીવટ લેખીત પદ્ધતીસર કરાવવા માંડયું અને કેટલીક નવી રસમો બાંધી, જેમાંની ઘણી અદ્યાપિ પણ ચાલુ છે.

ઈ. સ. ૧૮૪૪ માં બીજો ધરતીકંપ થયો, તેના આંચકા એક માસ લગી ચાલ્યા, આ આંચકાથી 'અલ્લાહબંધ'ની પહોળાઈ વધી કહેવાય છે, અને સિંધી ખાડીને દક્ષિણ કિનારે નદીનું પેટ ઉપસી આવ્યું, તેથી દરેક ભરતી વખતે ત્યા પાણી આવતું, તે હવે કોઇ મોટી ભરતી વખતે જ આવે છે.

ઈ. સ. ૧૮૪૫ માં જુનની ૧૯ મી તારીખથી ૨૫ મી તારીખ લગી ફરી ધરતીકંપના આંચકા લાગ્યા, તેથી દરિયાના પાણી વીસ માઇલ પશ્ચિમે અને ચાળીસ માઇલ ઉત્તરે ફરી વળ્યા, આ ધરતીકંપના બધા મળી છાસઠ આંચકા નોંધાયા છે. આથી ઘણું નુકશાન થયું હતું.

ઇ. સ. ૧૮૪૬ માં મહારાવશ્રી દેશળજીએ કચ્છના ચલણી સિક્કાની એક બાજુએ અંગ્રેજ સરકારની સર્વોપરિસત્તા સૂચક 'કૈશરે હિંદ' ની છાપ પડાવવાની શરૂઆત કરી.

ઇ. સ. ૧૮૪૬ માં રાવશ્રી ભારમલજી દેવ થયા.

ઇ. સ. ૧૮૪૮ માં દી. નાનજી જીવરાજે દિવાનપદનું રાજીનામું આપ્યું, એટલે નારાયણજી જોશી અને મોનજી મહેતા એની જગ્યાએ કામકાજ કરવા લાગ્યા.

મહારાવશ્રી દેશળજીની વીસ વર્ષની કારકીર્દિમા એમની ઉચ્ચ અભિલાષાથી દેશ સમૃદ્ધિને શિખરે પહોંચ્યો હતો, વેપારવણજ અને ખેતીવાડીથી દેશમાં રિદ્ધિસિદ્ધિનો સુવર્ણ સૂર્ય સોળે કળાએ પ્રકાશી રહ્યો હતો.

લૂટારાઓના ત્રાસ, દુષ્કાળ અને ધરતીકંપથી દેશની વસ્તીનો મોટો ભાગ પરદેશ ચાલ્યો ગયો હતો, તે અનુકુળ સમય આવ્યો જાણી, પાછો સ્વદેશ વળી આવ્યો હતો.

ઇ. સ. ૧૮૫૨ માં કચ્છમાં ૮૫૧ નાના મોટા ગામો હતા. તેમાંથી ૨૯૪ મહારાવશ્રીના ખાલસા ૪૩૪ ભાયાતોના અને ૧૨૩

ધર્માદાના હતા. તેની વસ્તી ૪૦૯૫૨૨ ની હતી, તેમા ૩૦૦૪૨૦ હિંદુ અને ૧૦૯૧૦૨ મુસલમાન હતા.

રાવશ્રી દેશળજીના વખતમા હુન્નર ઉદ્યોગની ખીલવણી પણ સારી થઇ હતી, લોહુ તથા જમત કચ્છમા તૈયાર થતુ, અને તેમાથી અનેક ઉપયોગી વસ્તુઓ બનાવવાનુ કામકાજ ધમધોકાર ચાલતુ. પોણુલાખ મણની સારે વર્ષે કપાસની પેદાશ થતી, તેમાથી પોતાના વસ્ત્રો માટે જરૂર પુરતુ રાખી બાકીનો પરદેશ ચડાવવામા આવતો, અને ત્યાથી પણ પુષ્કળ માલ કચ્છમા લાવવામા આવતો.

કચ્છના જળવટ વેપારના આયાત નિકાશના મુખ્ય માડવી મુંદ્રા, તુણા, રોહર, જખૌ, લખપત, કોટેશ્વર વિગેરે બંદરોમા માડવી બંદરે સૌથી બહોળો અને મોટો વેપાર ચાલતો હતો. દેશના જળવટે ચાલતા ધમધોકાર વેપારથી કચ્છી વેપારીઓ અઢળક ધન પેદા કરતા અને રાજ્યને લાખોની જગાત મળતી.

ઘણા જુના કાળથી કચ્છીઓએ પોતાની નામના સાહસીક વેપારીઓ અને કુશળ વહાણવટીઓ તરીકે ચીન, અરબસ્તાન, આફ્રિકા, રાતા સમુદ્ર અને સ્વેઝકેનાલ સુધી ફેલાવી છે. લગભગ ૨૫૦-૩૦૦ વર્ષ પૂર્વે મસ્કત, આફ્રિકા આદિ બંદરો સાથે કચ્છનો વેપારી સબધ બંધાયો છે. ઇ. સ. ૧૪૯૮મા વાસ્કોડી ગામા નામના પોર્ટુગીઝ વહાણવટી હિંદ અને યુરોપ વચ્ચેનો દરિયાઇ માર્ગ શોધતો માર્ગ ભુલો પડયો હતો, તેને કચ્છી નાવીક અને દરિયામારગ કાનજી માલમે દક્ષિણ આફ્રિકાની દક્ષિણ ભૂશીરથી હિંદનો માર્ગ બતાવ્યો કહેવાય છે,

છેક ત્રણસો વર્ષપર કચ્છી વેપારી અને વહાણવટીઓએ આફ્રિકાને કિનારે વેપાર અર્થે ઉતર્યા, અને છેલ્લા દોઢસો બસે વર્ષમા તો આફ્રિકાના કેટલાક ભાગોનો વેપાર એકહથ્થુ કર્ર લીધો અને વેપારનુ કેન્દ્રસ્થાન જગબારને બનાવી ત્યાના કર્તાહર્તા થઇ પડયા, ત્યાનો સુલતાન પોતાના દિવાન તરીકે કચ્છ

પસંદ કરતો અને રાજકીય સત્તા તેમના હાથમાં સોંપતો. મહારાવશ્રી દેશળજીના સમયમાં કચ્છનો એશિયા અને આફ્રિકાના ઘણાખરા બંદરો સાથેનો વેપારી સંબંધ બહુ દૃઢ થયો હતો, અને દેશનો વેપાર સમૃદ્ધિને પામ્યો હતો.

મહારાવશ્રી દેશળજીએ દેશના વેપાર ઉદ્યોગ અને ખેતી વાડીને ખીલવી રૈયતને સમૃદ્ધિવાન અને આબાદ બનાવી પ્રજાને યોગ્ય ઇન્સાફ આપવા ન્યાય ખાતાની અને પ્રજાના જનમાલના રક્ષણાર્થે પોલીસ ખાતાની સ્થાપના કરી અને ઠેકઠેકાણે પોલીસ થાણા બેસાડી વ્યવસ્થા અને બંદોબસ્ત જાળવવા માટે અધિકારીઓ નીમ્યા અને તે કાર્યોપર પોતાની જાતી દેખરેખ રાખી.

સંવત્ ૧૯૧૫ માં મહારાવશ્રીએ મુનશી બીહારીલાલ નથનીરામ નામના નાગર ગૃહસ્થને આગ્રેથી બોલાવી દિવાનગિરી સોંપી. આ પુરુષ દિવાન વખતે બુદ્ધિશાળી કાર્યદક્ષ અને નિષ્પક્ષપાતી હતો. તેણે પોતાની વર્તણુંક અને સદ્‌ગુણથી રાજા પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરી.

દેશમાં કેળવણીના પ્રચાર અર્થે મહારાવશ્રીએ પ્રયાસ કર્યો. તેમણે સંવત્ ૧૯૦૭ માં ભૂજમાં એક ગુજરાતી શાળાની સ્થાપના કરી, કેળવણીનાં બી કચ્છમાં રોપ્યાં. તેમણે પ્રજા માટે એક હોસ્પિટલ પણ ખોલી તેમજ કેટલાંક મંદિરો બંધાવ્યાં, અને પાછળથી એક અંગ્રેજી નિશાળ પણ ખુલી મૂકી.

ઈ. સ. ૧૮૫૭ માં આખા હિંદુસ્તાનમાં બળવો મચ્યો, તેની જ્વાળા કચ્છના કિનારા સુધી આવી, કચ્છખાતેના કંપની સરકારના લશ્કરી સિપાઇઓ બળવાખોર સૈનિકો સાથે સામિલ થઇ કચ્છમાં પણ બળવો ઉઠાવ્યો. તેમની ધાસ્તીથી કચ્છનો પોલીટીકલ એજન્ટ એચ. ડબલ્યુ. ટ્રીવેલીયન પોતાના ખાતાના માણસો સાથે દરબારગઢમાં મહારાવશ્રીને આશ્રયે આવી રહ્યો, અને ભૂજીયા તથા સરકારી ટ્રેઝરીની ચોકી મહારાવશ્રીના માણસોને સોંપી

દીધી, બળવાખોરોની બીકથી કેટલોક વખત ભૂજના દરવાજા બંધ રહ્યા, પણ પછી થોડાક દિવસે બધો મામલો શાંત થયો, એટલે અગાઉ પ્રમાણે કામકાજ શરૂ થયું.

ન્યાય અને નિયમથી દેશની રિદ્ધિસિદ્ધની વૃદ્ધિ કરવા દિવાન બીહારીલાલે ભારે પ્રયાસ કર્યો, અને તેમાં તેને ઘણે અંશે સફળતા પણ મળી.

સંવત્ ૧૯૧૧માં કચ્છ રાજ્યના બક્ષી રાઘવજી દેવજીનું અવસાન થતાં તેની જગ્યાએ તેનો દીકરો લધુભાઇ બક્ષી તરીકે નીમાયો, તેણે સત્યનિષ્ટા અને નીડરતાથી મહારાવશ્રીની પ્રીતિ સંપાદન કરી.

મહારાવશ્રીને બે કુંવર હતાઃ યુવરાજ કુંવર પ્રાગમલજી અને હમીરજી ઉર્ફે ગગુભા રાવશ્રી, નાના કુવરને બહુ ચાહતા અને તેમને રાજ્ય ગાદી મળે, તે માટે કેટલાક ભરોસાપાત્ર સલાહકારો સાથ મસલત કરી વડી સરકારને મંજુરી માટે પત્ર લખ્યો. આ ખબર યુવરાજશ્રી પ્રાગમલજીને પડતાં તેઓ રીસાઇ મુંદ્રે જઈ રહ્યા.

"કચ્છી પ્રજાની સમંતિ હોય તો નાના કુવરને ગાદીએ બેસાડવા દેવામાં સરકારને વાંધો નથી" એવો ઉત્તર વળા આવતાં મહારાવશ્રીએ સ્થળ સ્થળના મહાજનોને પોતા પાસે બોલાવી હમીરજી ઉર્ફે ગગુભાને રાજ્યાશને બેસાડવાની સંમતિ માગી. હકદારનો હકક માર્યો જાય, એવી સંમતિ આપે, તો મહાજનો શાના, એમ વિચારી મહાજને સંમતિ આપી નહિ, અને મુંદ્રેથી યુવરાજ કુંવર પ્રાગમલજીને તેડાવી લેવા મહારાવશ્રીને સમજાવ્યા, આથી રાવશ્રી દેશળજી ઘણા ગુસ્સે થયા; પણ પાછળથી વિચાર કરી પ્રાગમલજીને બોલાવી લાવવા દિવાન બીહારીલાલને મુંદ્રે મૂકયો, ત્યાં તેણે પોતાની વાક્ચાતુરીથી સમજાવી યુવરાજશ્રીને મનાવી લઇ ભૂજ તેડી આવ્યા.

ઇ. સ. ૧૮૫૯ ની શરૂઆતમાં મહારાવશ્રી માંદા પડયા, માંદગી બહુ લંબાતા રાજકાજમાં જરાયે ભાગ લઇ શકતા નહિ, તેથી રાજકારભાર ચલાવવા માટે તેમણે સ્વેચ્છાથી રાજકારોબારી મંડળીની

સ્થાપના કરી, તેમાં અંગ્રેજ સરકારનો કચ્છ ખાતેનો પોલીટીકલ એજન્ટ એમ. ડબ્લ્યુ ટ્રિવેલીયન સાહેબને અધ્યક્ષ અને યુવરાજ કુંવર પ્રાગમલજીને મંત્રી બનાવ્યા, અને તેમની સહાયમાં દિવાન બીહારીલાલ અને બે જાડેજાભાયાતો નીમ્યા. સંવત્ ૧૯૧૬ ના અસાડ સુદ ૧૩ થી રાજકારોબારી મંડળે દેશનો કારભાર હાથ લીધો. તેણે એક વર્ષ લગી તે સુવ્યવસ્થિતરીતે ચલાવ્યો. પણ પાછળથી મહારાવશ્રીને એ વાત અનુકુળ ન પડી, તેથી તે વીખેરી નાખી, ઇ. સ. ૧૮૬૦ ના જુનની ૧૧ મી તારીખે તેમણે રાજ્યનો સર્વ અખત્યાર યુવરાજશ્રીના હાથમાં આપ્યો, અને નાના કુંવર હમીરજીને તેરા, સુથ્રી, કાળો તળાવ, ગુડથર, સુખપર, મુંદીયાર, ધ્રુરી, દેશળપર, ભાડરો, સુગંધી, વળસરો, અઇડો ઇત્યાદિ ગામો ગિરાસમાં આપ્યા અને કુંવરીશ્રી બાઇરાજબાને ઇડરના મહારાજા સાથે પરણાવી કિંમતી ડાયજો આપ્યો.

સંવત્ ૧૯૧૭ ના શ્રાવણ સુદ ૯ ને ગુરૂવાર ઇ. સ. ૧૮૬૦ ની ૨૬ મી જુલાઇને દિવસે પિસ્તાલીસ વર્ષની વયે એકતાલીસ વર્ષ બે માસ અને સતર દિવસ સુધી ન્યાય, નીતિ અને નિયમથી રાજ્ય કરી, મહારાવશ્રી દેશળજીએ પરલોક વાસ કર્યો.

મહારાજાધિરાજ મિરઝાં મહારાવશ્રી દેશળજીના દેવ થયાના સમાચાર પરદેશ પહોંચતા મુંબઈ સરકારે પોતાના રિપોર્ટમાં નીચે પ્રમાણે ખેદ પ્રદર્શિત કર્યો: " આ સરકારની દેખરેખ હેઠળના ગુજરાત વિભાગમાં આવેલા દેશી રાજ્યોની બાબતમાં ખાસ ધ્યાન ખેંચનારી બીના એ છે કે ઇ. સ. ૧૮૬૦ ની ૨૬ મી જુલાઇએ કચ્છના નામદાર મહારાવશ્રીએ ૨૬ વર્ષ પર્યંત ઘણી જ સુધરેલી ઢબે, આબાદી વધે, એવી રીતે રાજ્ય કરી સ્વર્ગવાસ કર્યો છે. મહારાવશ્રીના સ્વવર્સાનથી બ્રિટિશ રાજ્યે એક વિશ્વાસુ મિત્ર અને કચ્છી પ્રજાએ એક દાના અને દયાવંત નૃપતિને ગુમાવ્યો છે."

# મહારાવશ્રી પ્રાગમલજી બીજા.

સવત્ ૧૯૧૭–૧૯૩૨. ઇ. સ. ૧૮૬૦–૧૮૭૫

મહારાવશ્રી દેશળજીના સ્વર્ગવાસ પછી સવત્ ૧૯૧૭ ના શ્રાવણ સુદ ૧૧ ને દિવસે યુવરાજ કુમારશ્રી રવાજી મહારાવશ્રી પ્રાગમલજીના ઉપનામથી ગાદી નશીન થયા, અને રાજ્ય લગામ હાથમા લીધી. તે પ્રસગે ભરાયેલ ભવ્ય દરબારમા પોલીટીકલ એજન્ટે મુબઈ ગવર્નર લોર્ડ જયોર્જ ક્લાર્કનો નીચે પ્રમાણે મુબારક-બાદીનો સદેશો વાચી સભળાવ્યો

"આપ નામદાર કચ્છની ગાદીએ આવ્યા, તેના માટે હુ આપને સહર્ષ મુબારકબાદી આપુ છુ આપ ખાત્રીપૂર્વક માનજો કે આ સરકારની મૈત્રી મકમ છે, તે આપના દેશની આબાદી થાય, એમા સારી ફતેહ ઇચ્છે છે. આપ નામદારના પિતાએ સુલેહશાતિથી દીર્ઘકાળ પર્યંત આ સરકાર સન્મુખ સન્માન પ્રાપ્ત કર્યું હતુ હુ આશા રાખું છુ કે આપ નામદાર પણ તેમનુ જ અનુકરણ કરશો, અને આપનો સાચો મિત્ર જાણી ખુશી ખબર આપતા રહેશો "

મહારાવશ્રી પ્રાગમલજીની કર્તવ્યપરાયણતા, કાર્યકુશળતા, ન્યાય બુદ્ધિ અને પ્રજા વાત્સલ્યનો પરિચય કચ્છી પ્રજાને સવત્ ૧૯૧૭ ના ભયકર દુષ્કાળ વખતે થયો તે વખતે રાજ્ય તરફથી ખાદ્ય પદાર્થો અને ઘાસ ચારાપર લેવાતી જગાત બધ કરવામા આવી સસ્તા ધાનની પડી ખોલવામા આવી, અને દુષ્કાળ પીડીતો માટે સંકટનિવારણ કાર્યો શરૂ કરવામા આવ્યા. આથી દેશમા દુષ્કાળ અને બેકારીની અસર ઓછી થઈ, છતા ઘણા માણસો દેશમા નિભાવ અર્થે સિંધ અને ગુજરાત ચાલ્યા ગયા, અને બીજે વર્ષે પણ છેલ્લા એક વરસાદની તાણ રહી, પણ અમુક પાક સારો ઉતર્યો.

શરૂઆતમા વાઘેર લૂટારાઓની એક ટોળી જેને કાઠીયાવાડમાથી મેજર કર્નીજે નસાડી મૂકી હતી, તે કચ્છમા દાખલ થઈ, એક સમૃદ્ધિવાન રાવેળુ ગામ લૂટી લીધુ. આ ટોળીમાનો એક સરદાર પાછળથી કચ્છમા પકડાઈ ગયો અને લગભગ બાકીના બીજા બધા ઓખામડળમા અથવા તેની સમીપ પકડાઇ ગયા."

રિપોર્ટમા સતોષ બતાવી, બ્રિટિશ સરકારે મહારાવશ્રી પ્રાગ મલજીની રોયલ એશિયાટીક સોસાઇટીના સભ્ય તરીકે ચૂંટણી કરી

સંવત્ ૧૯૨૩ના શ્રાવણ સુદ ૧૩ને ગુરૂવારે મહારાવશ્રીને ત્યા યુવરાજ કુમારશ્રી ખેંગારજી–વિદ્યમાન કચ્છાધિપતિનો જન્મ થયો

ન્યાયવિભાગમા અગત્યના સુધારા કરવા અને હાથ ધરેલ કાર્યો સંતોષકારક રીતે પાર પાડવા સવત્ ૧૯૨૪ના અસાડ સુદ ૫ ને દિવસે મહારાવશ્રીએ મુબઇ સરકારની સલાહથી સુરતના ડેપ્યુટી કલેકટર અને માજીસ્ટ્રેઇટ કાઝી શાહબુદ્દીન ઇબ્રાહીમની કચ્છ રાજ્યના દિવાન તરીકે નીમણૂક કરી

કચ્છમા આવી કાઝી સાહેબે પ્રજાની ફરીયાદો રૂબરૂ સાભળી, નિર્મળ ન્યાય આપવાની વ્યવસ્થા કરી, રાજ્યના દરેક ખાતામા યોગ્ય સુધારાવધારા કર્યા કચ્છના દરેક પરગણામા ન્યાય અને મહેસૂલી કામ રાજ્યના ઇજારદારને હસ્તક રહેતા, તેથી ન્યાયની નિર્મળતા જળવાતી નહિ, એટલે પ્રથમ માડવીમા ન્યાયનુ કામકાજ મહેસૂલી વિભાગથી જૂદું પાડી કાઝી સાહેબે ત્યા કાયમને માટે ન્યાયખાતુ સ્થાપી ન્યાયાધિશ નીમ્યો, અને તેને બસો કોરી દડ અને ૭ માસ સૂધી કેદની શિક્ષા કરવાનો અધિકાર આપ્યો, પાછળથી આ સુધારો બીજા પરગણાઓમા પણ દાખલ કર્યો, અને તેની સાથે ફોજદારી ખાતુ પણ જૂદુ વ્યવસ્થિત સ્થાપ્યુ

થોડા અપવાદો સિવાય મહારાવશ્રી દેશળજીના સમયમા ભાયાતો સતોષાયા હતા પ્રસગે પ્રસગે તેઓ રાજ્યને પડખે ઉભા રહેતા આવેલ

અને વવાણીયાની તકરાર સંવત્ ૧૮૯૧મા ઉભી થઇ, ત્યારે મહારાવશ્રીની નરફેણમા તેમણે મુબઈ સરકારને સવત્ ૧૮૭૭મા મી. લુસ્ડનના પ્રમુખપણા હેઠળ નિમાયેલા ચાવીસ કમીશન સમક્ષ પણ તેમણે ૨૦૮ મહીઓવાળી એક અરજી કરી, કચ્છ દરબાર તરફ પોતાની ભલી લાગણી અને વફાદારી બતાવી હતી.

જમીનદારો અને તેમની જાગીરો સબધી તૈયાર કરી મૂકેલ ખરડો સુધરીને મુંબઇ સરકાર તરફથી મહારાઓશ્રીની સમતિ માટે કચ્છના પોલીટીકલ એજન્ટ મારફતે દરબારમા રજુ થયો, તેમા વાધા ભરેલો ફેરફાર થયેલ હોવાથી તેપર મહારાવશ્રી પ્રાગમલજીએ સહી કરી નહિ, એટલે પોલીટીકલ એજન્ટ મેજર ગોર્ટ ભાયાતોનો પક્ષ લીધા અને મુબઇ સરકારમા લખાણ કરી, ભાયાતોપરની મહારાવશ્રીની હકુમત પોતાને સ્વાધીન કરી, એટલે મહારાઓશ્રીએ પોતાની ફરીયાદ વડી સરકાર પાસે રજુ કરાવી, પણ ત્યાથી કંઇ આશા જેવું ન જણાતા કાઝી શાહબુદ્દીનને વિલાયત મૂકી ઇંગ્લડમા સેક્રેટરી ઑફ ધી સ્ટેઇટ ઓફ ઇંડીયા ઓફીસમા અપીલ કરાવી, અને ઇ. સ. ૧૮૬૯ના જુલાઇ માસમા ઇંડીયા ઓફીસના સેક્રેટરી ડયુક ઓફ આરગાઇલે પોતાને ન્યાય આપવા માટે પત્ર લખ્યો

સંવત્ ૧૯૨૭ના શ્રાવણ વદ ૧ ને દિવસે મહારાવશ્રીને ત્યા આજ કુંવર કરણસિંહ ઉર્ફે કલુભાનો જન્મ થયો

કાઝી શાહબુદ્દીન ઇંગ્લાડ ગયા ત્યારે પ્રાણવલ્લભરામ મહેતા, સેનીલાલ સ્વપતરામ અને મોરલીધર ગીરધર દિવાનનુ કામ ચલાવતા પણ પાછળથી અમદાવાદના રહીશ દલપતરામ ઓરજારામ દિવાનપદે આવ્યા, તે માસ ટેકનાયેલા હતા, પણ સંવત ૧૯૨૮મા વોરા વાણીયા વચ્ચે હુલ્લડ થયુ, ત્યારે બન્ને કોમોને સમજાવી શાત પાડી શક્યા નહિ, એટલે કટાળીને રાજીનામુ આપી સ્વદેશ ચાલ્યા ગયા.

ઇંગ્લાંડમા ઇંડીયા ઓફીસના સેક્રેટરી અને સભ્યોને રૂબરૂ મળી

શરૂઆતમા વાઘેર લૂટારાઓની એક ટોળી જેને કાઠીયાવાડમાથી મેજર કીંજે નસાડી મૂકી હતી, તે કચ્છમા દાખલ થઈ, એક સમૃદ્ધિવાન રાવળ ગામ લૂટી લીધુ. આ ટોળીમાનો એક સરદાર પાછળથી કચ્છમા પકડાઈ ગયો અને લગભગ બાકીના બીજા બધા ઓખામડળમા અથવા તેની સમીપ પકડાઇ ગયા."

રિપોર્ટમા સતોષ બતાવી, બ્રિટિશ સરકારે મહારાવશ્રી પ્રાગમલજીની રોયલ એશિયાટીક સોસાઇટીના સભ્ય તરીકે ચૂટણી કરી

સંવત્ ૧૯૨૩ના શ્રાવણ સુદ ૧૩ને ગુરૂવારે મહારાવશ્રીને ત્યા યુવરાજ કુમારશ્રી ખેંગારજી–વિદ્યમાન કચ્છાધિપતિનો, જન્મ થયો

ન્યાયવિભાગમા અગત્યના સુધારા કરવા અને હાથ ધરેલ કાર્યો સંતોષકારક રીતે પાર પાડવા સંવત્ ૧૯૨૪ના અસાડ સુદ ૫ ને દિવસે મહારાવશ્રીએ મુબઇ સરકારની સલાહથી સુરતના ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ટ્રેઇટ કાઝી શાહબુદ્દીન ઇબ્રાહીમની કચ્છ રાજ્યના દિવાન તરીકે નીમણૂક કરી

કચ્છમા આવી કાઝી સાહેબે પ્રજાની ફરીયાદો રૂબરૂ સાભળી, નિર્મળ ન્યાય આપવાની વ્યવસ્થા કરી, રાજ્યના દરેક ખાતામા યોગ્ય સુધારાવધારા કર્યા કચ્છના દરેક પરગણામા ન્યાય અને મહેસૂલી કામ રાજ્યના છડીદારને હસ્તક રહેતા, તેથી ન્યાયની નિર્મળતા જળવાતી નહિ, એટલે પ્રથમ માડવીમા ન્યાયનુ કામકાજ મહેસૂલી વિભાગથી જૂદુ પાડી કાઝી સાહેબે ત્યા કાયમને માટે ન્યાયખાતુ સ્થાપી ન્યાયાધિશ નીમ્યો, અને તેને બસો કોરી દડ અને છ માસ સુધી કેદની શિક્ષા કરવાનો અધિકાર આપ્યો, પાછળથી આ સુધારો બીજા પરગણાઓમા પણ દાખલ કર્યો, અને તેની સાથે ફોજદારી ખાતુ પણ જૂદુ વ્યવસ્થિત સ્થાપ્યુ

થોડા અપવાદો સિવાય મહારાવશ્રી દેશળજીના સમયમા ભાયાતો સતોષાયા હતા પ્રસગે પ્રસગે તેઓ રાજ્યને પડખે ઉભા રહેતા આશોઇ

અને ભાયાતોની તકરાર સંવત્ ૧૮૯૨માં ઉભી થઇ, ત્યારે મહારાવ
શ્રીની તરફેણમાં તેમણે મુંબઈ સરકારે સંવત્ ૧૮૯૭માં મી.
વિલ્સનના પ્રમુખપણા હેઠળ નિમાએલા આરાજ કમીશન સમક્ષ પણ
તેમણે ૨૦૮ સહીઓવાળી એક અરજી કરી, કચ્છ દરબાર તરફ
પોતાની ભક્તિ લાગણી અને વફાદારી બતાવી હતી

જમીનદારો અને તેમની જાગીરો સબંધી તૈયાર કરી મૂકેલ ખરડો
સુધારીને મુંબઈ સરકાર તરફથી મહારાવશ્રીની સમ્મતિ માટે કચ્છના
પોલીટીકલ એજન્ટ મારફતે દરબારમાં રજુ થયો, તેમાં વાંધા ભરેલો
ફેરફાર થયેલ હોવાથી તેમણે મહારાવશ્રી પ્રાગમલજીએ સહી કરી નહિ,
એટલે પોલીટીકલ એજન્ટ મેજર ગૉર્ટે ભાયાતોનો પક્ષ લીધો અને
મુંબઈ સરકારમાં ભલામણ કરી, ભાયાતોપરની મહારાવશ્રીની હકુ
મત પોતાને સ્વાધીન કરી, એટલે મહારાવશ્રીએ પોતાની ફરીયાદ વાઈ
સરૉય પાસે રજુ કરી, પણ ત્યાંથી કાંઈ આશા જેવું ન જણાતાં
કાજી શાહબુદ્દીનને વિલાયત મૂકી ઈંગ્લાંડમાં સેક્રેટરી ઑફ ધી સ્ટેટ
ઑફ ઇંડીયા ઑફીસમાં અપીલ કરાવી, અને ઈ. સ. ૧૮૬૯ના
જુલાઈ માસમાં ઈંડીયા ઑફીસના સેક્રેટરી ડયુક ઑફ આરગાઇલે
કચ્છને ન્યાય આપવા માટે પત્ર લખ્યો

સંવત્ ૧૯૨૭ના શ્રાવણ સુદિ ૧ ને દિવસે મહારાવશ્રીને ત્યાં
શ્રી ૧ કુંવર કૃગુસિંહ ઉર્ફે કેતુભાનો જન્મ થયો

કાજી શાહબુદ્દીન ઈંગ્લાંડ ગયા ત્યારે પ્રાગજી નભારામ મહેતા,
મોતીલાલ લખપતરામ અને મોરારજી ગીરધર દિવાનનું કામ ચલાવતા
પણ ત્યારથી અમદાવાદના રહીશ ઈશ્વરલાલ ઓજારામ દિવાનપદે
આવ્યા, તે સારા કેળવાયેલા હતા, પણ સંવત્ ૧૯૨૮માં વોરા વાણીઆ
વચ્ચે હુલ્લડ થયું, ત્યારે તેઓ કોમોને સમજાવી શાંત પાડી શક્યા
નહિ એટલે કંટાળીને રાજીનામું આપી સ્વદેશ ચાલ્યા ગયા

ઈંગ્લંડમાં ઈંડીયા ઑફીસના સેક્રેટરી અને મજરોને રૂબરૂ મળી

તેમની પાસે દરબારી હુકમનાં મચોટ પુરાવા રજુ કરી આશા જનક જવાબ મેળવી, કાઝી શાહબુદ્દીન કચ્છ પહોંચી ગયો અને પોતાની જગ્યા સભાળી લીધી, પણ પાછળથી વડોદરા ગજ્યમાં મોટો હોદ્દો મળવાથી તેમણે સંવત ૧૯૩૦ના માગશર માસમાં કચ્છ રાજ્યના દિવાન પદને ગઢનાનુ આપ્યુ તેની બે વર્તી ટાળિ યશસ્વી કારકિર્દી

આફ્રિકામાં ધર્મગ્રહ સ્થાનના ગુનામના વેપારને અગ્નકરવા અંગ્રેજ સરકારે સર બાર્ટલ ફ્રીયરના પ્રમુખપણા હેઠળ એક કમીશન નીમી આફ્રિકા મૂક્યુ, ત્યાના કચ્છી વેપારીઓમાં તે સંબંધી લાગવગ ચલાવવા હિંદી સરકારના આગ્રહથી મહારાવશ્રીએ પોતાના સહેશા સાથે દિવાન કાઝી સાહેબને આફ્રિકા તે કમીશનના એક સભ્ય તરીકે મૂક્યો હતો ત્યા અસાધારણ પ્રયાસથી મહારાવશ્રીને નામે કચ્છી વેપારીઓમા તે લોહીનો વેપાર બંધ કરવામાં તેને ફતેહ મળી

મહારાવશ્રીના દરબારમા આનદાશ્રમ નામનો એક બ્રહ્મચારી હતો તેણે થોડા વખત માટે દિવાન બની કામ-કાજ કર્યું, તેની પાસેથી મહારાવશ્રીએ ન્યાય, ફોજદારી, મહેસૂલી અને શહેર સફાઇ વગેરે ખાતા માટે સુધારા બનાવ્યા અને તેમના માટે દેશની પ્રજાને અનુકૂળ કાયદા કાનુન ઘડાવ્યા અને અમલમા આણ્યા

ઇ સ ૧૮૭૧મા મહારાવશ્રી પ્રાગમલજીને બ્રિટિશ સરકારે નાઇટ ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇંડીયાનો માનવંતો ખિતાબ આપ્યો તેની રૂએ ઇ સ ૧૮૭૭મા મહારાવશ્રીએ મુંબઇની સ્ટાર ઓફ ઇંડીયા મેળાવડામા હાજરી આપી ત્યાથી સ્વદેશ વળતા પોતાની સાથે ચાર દક્ષિણી ગૃહસ્થોને તેડી આવ્યા તેમા રાવ બહાદુર કૃષ્ણાજી લક્ષ્મણને દિવાન, પાંડુરંગ શિવરામને પોલીસ કમીશ્નર વિનાયકરાવ નારાયણ ભગવાનને વસિષ્ટ કોર્ટના ન્યાયાધિશ અને ખંડેરાવને સરવાઇ ખાતાના મુખ્ય અધિકારી તરીકે નીમ્યા

ઈ. સ. ૧૮૭૨ મા કચ્છની વસ્તી લગભગ ૪૮૭૩૦૫ ની હતી, અને ઘરોની સખ્યા ૧૬૭૩૭૮ ની હતી. રાજ્યમા વ્યવસ્થા અને શાંતિ હતી, પણ ભયાતોમા મેજ અસતોષ રહેતો આવતો હોવાથી જાડેજા કોર્ટ બરાબર કામ કરી શકતી નહિ

પહેલાના રાજાઓ દેશ છોડી બહાર જતા નહિ, પણ મહારાવ શ્રી પ્રાગમલજી અવારનવાર બહાર જતા, ઈ. સ. ૧૮૭૦ મા ડયુક ઓફ એડીનબર્ગને મળવા માટે, ૧૮૭૧ મા ભોપાલની બેગમને " ક્રાઉન ઓફ ઈંડીયા " નો ઇનકાબ મળ્યો ત્યારે, અને ૧૮૭૫ મા શાહેનશાહ એડવર્ડ શાહજાદા તરીકે હિંદની મુલાકાતે આવ્યા ત્યારે, એમ ત્રણવાર મુબઇ ગયા હતા મુબઈની છેલ્લી મુસાફરી વખતે મહારાવશ્રીને અસાધ્ય રોગ લાગુ પડયો

મોગલ સમ્રાટ શાહજહાની પેઠે મહારાવશ્રી પ્રાગમલજી બાવાને પણ ઇમારતો બધાવવાનો અને જાહેર બાધકામ કરાવવાનો બહુ શોખ હતો, તેમણે દેશી પરદેશી અને છેક ઇટાલીથી કારીગરો બોલાવી પોણાઓગણીસ લાખ રૂપિયા ખર્ચી ' પ્રાગમહેલ ' બધાવ્યુ નામદાર ડયુક ઓફ એડીનબર્ગની હિંદની મુલાકાતના સ્મર્ણાર્થે દોઢ લાખ રૂપિયા ખર્ચી ' આલ્ફ્રેડ હાઇસ્કૂલ ' નુ ભવ્ય મકાન બધાવ્યુ, અને પ્રિન્સ ઓફ વેલ્સની મુલાકાતની યાદગિરીમા રૂપિયા બે લાખ ખર્ચી માડવીનો ધક્કો—' એડવર્ડ બ્રેકવોટર ' તૈયાર કરાવ્યો માડવીના ડુગરમા પ્રાગસર તળાવ બધાવ્યુ, ભૂજમા મોટી હોસ્પિટલ, નવીજેલ, અશ્વશાળા, ગજશાળા વગેરે ભવ્ય મકાનો બધાવ્યા અને શરદબાગ બનાવ્યુ

મહારાવશ્રી પ્રાગમલજીના વખતમા ઘણીવાર અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ થઇ હતી, ત્યારે દુષ્કાળ પીડીતો માટે સસ્તા દાણાની દુકાનો ઉઘાડી, જાહેર બાધકામો ખોલી,, ઘાસચારા તથા ખાદ્ય પદાર્થો પર આયાત જકાત માફ કરી, રાજ્ય તરફથી વસતી અને ઢોરોને પરદેશ ચાલ્યા જતા અટકાવી નિભાવવા સઘળા શક્ય પ્રયાસો કરવામા આવતા હતા છતા ઘણીવાર ગુજરાત તરફ ઢોરો લઇ

ખેડુતો ચાલ્યા જતા, તેમને સારા વર્ષે રાજ્ય તરફથી બોલાવી લેવામાં આવતા.

દેશના વેપાર, ઉદ્યોગ અને કળા કૌશલ્ય તથા ખેતીવાડી પ્રતિ વધારે લક્ષ આપી મહારાવશ્રીએ દેશની આબાદી વધારી હતી, તેથી રાજ્યની પેદાશ પણ વધીને પોણોકરોડ કોરી સુધી આવી હતી. મહારાવશ્રીએ પ્રજાપર બાવા ફકીરના લાગા અને નાગા દૂર કર્યા, મજુર કે ખેડુતપરની વેઠ કહાડી નાખી, અને જબરદસ્તી અને મારકુટથી ગુનાહ કબુલ કરાવવાનો રિવાજ બંધ કરી પ્રજાને રાહત આપી.

મહારાવશ્રીએ ન્યાય અને નિયમ દાખલ કરી રાજ્યતંત્રને બંધારણપૂર્વક વ્યવસ્થિત કર્યું. કૈલાસવાસી મહારાવશ્રી દેશળજીના સમયમાં વિદ્યા અને સાહિત્યના રોપવામાં આવેલા બીજને કન્યાશાળાઓ, નિશાળો અને પુસ્તકાલયો સ્થાપી પોષ્યા અને ઇ સ ૧૮૭૧માં રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરને ભૂજ એ કે ડ હાઈસ્કુલના પહેલા હેડ માસ્તર થતા બોલાવવામાં આવ્યા અને પાછળથી કેળવણીખાતાના મુખ્ય અધિકારી બનાવ્યા. લગભગ ૫૦ નિશાળો ખોલવામાં આવી અને તે પર પ્રાણજીવન ખખ્ખરને વિદ્યાધિકારી તરીકે દેખરેખ રાખતા અને યુવરાજ કુમાર શ્રી ખેંગારજી ઉર્ફે બાપુભા સાહેબ તથા કુંવરીશ્રી બાઇરાજબાના શિક્ષણનું કામ સોંપ્યું.

મુંબઇથી વળી આવ્યા પછી મહારાવશ્રીની માંદગી અસાધ્ય બની, એટલે તેમણે પોલીટીકલ એજન્ટની સલાહથી પોતાના છેલ્લા વસિયતનામામાં મણિભાઈ જશભાઇને વડોદરેથી બોલાવી દિવાન બનાવવા અને રાજ્યની આંતરવ્યવસ્થા તેમના હાથમાં સોંપવા, તથા પોતાની પાછળ સગીરવયના યુવરાજશ્રી ખેંગારજી ઉમરલાયક થાય, ત્યાં લગી રાજ્યવ્યવસ્થા ચલાવવા એક રાજ્યકારભારી મંડળ સ્થાપવાની સૂચના લખી પ્રાતઃસ્મરણીય, પ્રજાવત્સલ મહારાવશ્રી પ્રાગમલજી જી સી એસ આઈ ઇ એ સંવત્ ૧૮૩૨ના પોષ સુદ ૫ ને શનિવારે સ્વર્ગવાસ કર્યો.

# વિદ્યમાન મહારાવશ્રી ખેંગારજી.

સંવત્ ૧૯૩૨ ના પોષ સુદ ૭ ને સોમવારે વિદ્યમાન મહારાવશ્રી ખેંગારજીનો રાજ્યાભિષેક થયો. તેઓશ્રીની સગીર વયને કારણે સ્વર્ગવાસી મહારાવશ્રી પ્રાગમલજીની વસીયત પ્રમાણે રાજ્ય ચલાવવા રિજન્સી કાઉન્સિલની સ્થાપના થઇ, તેમા અધ્યક્ષ સ્થાને પોલીટીકલ એજન્ટ કર્નલ ડબલ્યુ સી પાર અને દિવાનનુ કામ કરવા વિનાયકરાવ નારાયણ ભાગવત મંત્રી તરીકે નિમાયા અને દરબારશ્રી તરફથી રાણા જાલમસગજી, ભાયાતો તરફથી મુધરીના જાડેજા ચાંદાજી તથા પ્રજા તરફથી શેઠ રવજી દીરાચંદ, એમ સભ્યો નીમાયા.

રિજન્સી કાઉન્સિલની સ્થાપના થયા પછી તરત જ કર્નલ પાર સાહેબની બદલી થવાથી પ્રમુખસ્થાને કર્નલ એલ. સી બાર્ટનની નીમણુક થઇ, અને કામ ચલાઉ દિવાન વિનાયકરાવ નારાયણ ભાગવતને ચાર માસ લગી મંત્રી તરીકે કામ કર્યા પછી રાવબહાદુર મણિભાઇ જશભાઇ વડોદરેથી આવી દિવાનગિરી સભાળી લીધી, અને એક વર્ષ લગી રાજ્યકારોબારી મડળમા પ્રજા તરફથી સારી સેવા બજાવી શેઠ રવજી દીરાચંદે સ્વર્ગવાસ કર્યો, ત્યારે તેમની જગ્યાએ શેઠ ઉત્તમરામ કામજી શિવજી ચૂટાયા એ એજ વખતે રાજ્યકારોબારી મંડળમા ત્રણ સભ્યો વધી ગયા.

ઇ સ. ૧૮૭૭ ના જાન્યુઆરી મહીનાની પહેલી તારીખે દિલ્હીમા મહારાણી વિક્ટોરીયાના 'કૈસરેહિંદ' પદ ધારણના દરબાર મા ભાગ લેવા વાસ્તે સરકાર તરફથી મહારાવશ્રીને આમંત્રણ હતુ. ત્યા જવા માટે મહારાવશ્રીએ મોટી તૈયારી કરી હતી, પણ મોટી બહેન બાઇ રાજબાસાહેબના લગ્ન સિરોહીના મહારાજા શ્રી ડુંગરસિંહજી સાથે થવાના નક્કી થતા, પ્રવાસે જવાનુ મુલત્વી રાખી, મહારાવશ્રીએ દીલ્હીમા "કૈસરેહિંદ" નો દરબાર ભરવાને નિમિત્તે પાટનગરમા દરબાર ભરી, અંગ્રેજીમા પોતાનુ ભાષણ વાચી સભળાવ્યુ, અને

મહારાણી વિકટોરીયાએ 'કૈસરેહિંદ'નુ પદ ધારણ કર્યું, તે બાબતનો ઢંઢેરો જાહેર કર્યો અગિયાર વર્ષની નાની વય છતા બાળરાજાએ છટાથી વાચેલા ઉચ્ચ ભાષણથી સૌને આનદ થયો રાજકારોબારી મડળે મહારાવ શ્રી પ્રાગમલજીના વખતથી જાડેજા ભાયાતો સાથે ચાલતી આવતી તકરારનો અત આણ્યો કચ્છમા વરસાદ અનિયમિત પડતો હોવાથી ખેતીવાડી વધારવા બે હજાર કુવા ખોદાવી ખર્ચના બદલામા પિયાવા પર લાગો નાખ્યો, અને તેથી રાજ્યની મહેસુલ દર વર્ષે એક લાખ રૂપિયા વધારી, દરિયા કીનારાની જમીન પર તાડી, ખજુરી અને નાળીએરીના ઝાડો રોપાવી દેશને આબાદ કરવાનો પ્રયાસ કર્યો, જગલોના રક્ષણાર્થે જગલખાતું ખોલ્યુ, અને દરિયાઈ પોલીસખાતુ ખોલી જળમાર્ગી વેપાર નિર્ભય કર્યો, ખનીજ પદાર્થોની તપાસ કરવા એક ખાતુ ખોલી ખનીજ પદાર્થોની શોધખોળ કરાવી દેશની આતરિક વ્યવસ્થા જાળવવા તાલુકે તાલુકે પોલીસખાતુ ન્યાયખાતુ, વહીવટખાતુ અને કસ્ટમખાતુ સુવ્યવસ્થિત કર્યું, કેળવણીના પ્રચારાર્થે નિશાળોની સખ્યામા વધારો કર્યો, અને સરકારી છાપખાનુ તથા સરકારી ખાતાઓ હસ્તકનો પ્રાગમા 'લાસના કચ્છ ગેઝેટ' નામનુ માસાદિક પત્ર કઢાવ્યુ

ઈ સ ૧૮૭૭ મા અતિવૃષ્ટિને લઇ પાકને મોટુ નુકસાન થયુ તેથી ગરીબ ખેડુતોની મહેસુલ માફ કરી રાજ તરફથી મકટ નિવારણાય તુણાથી અજાર સુધી પાકી સડક બધાવી એ વર્ષના નવેમ્બર માસમા મુબઇનો ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ કચ્છની મુલાકાતે આવ્યા, ત્યારે ભૂજમા તેમના માનમા ભવ્ય દરબાર ભરવામા આવ્યુ, તેમા નામદાર મહારાવશ્રીએ અગ્રેજીમા ગવર્નર સાહેબનુ સ્વાગત કર્યુ તેના પ્રત્યુત્તરમા ગવર્નર સાહેબે રિજન્સી કાઉન્સિલના વખાણ અને બાળરાજાના અભ્યાસ માટે ભારે સતોષ જાહેર કર્યો

મહારાવશ્રીની શારીરિક અને માનસિક કેળવણી માટે આસિસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ, અને રા રા દફતરદાર પ્રાણજીવન

ખખ્ખરને રોકવામા આવ્યા હતા તેમની ખંત અને કાળજીથી મહારાવશ્રીની શારીરિક અને માનસિક શક્તિનો સારા પ્રમાણમા વિકાસ થયો

ગ રા. દલપતરામ ખખ્ખરને આર્કી ઑલૉજીકલ સર્વે અર્થે દેશમા ફરવાનુ થતા તેમની જગ્યાએ દિવાન મણિભાઇ જશભાઇના મિત્ર ઠોગાભાઇ મેરાભાઈની મહારાવશ્રીના શિક્ષક તરી' નિમણુક થઈ ઇ' સ ૧૮૭૮ મા જાડેજા કોર્ટનુ બધારણ બાધવામા આવ્યુ

મુબઇ સરકારે કચ્છના મીઠાના પાકપર બ્રીટીશ રાજ્યના જેટલી જગાત લેવા અથવા મીઠાનો વેપાર બ્રીટીશ સરકારને સોપી દેવા ગોઠવણ કરી, પણ કચ્છનો આફ્રિકા સાથેનો નફા ભરેલો મીઠાનો વેપાર અટકાવવા કચ્છ રાજ્ય નારાજ હતુ મુબઇ સરકારની માગણી પર રિજન્સી કાઉન્સિલમા ચર્ચા થઇ, ત્યારે મણિભાઇએ ખાસ વાધો ઉઠાવ્યો અને એ ઠરાવ વિરુદ્ધ બહુમતી મેળવી, એથી પોલીટીકલ એજન્ટ મેજર રીઝની આખમા એ બહુ ખટક્યુ અને એ ખટકો ટાળવાને એને એક મહાનુ મળ્યુ ભાયાતો તરફથી ચૂટાયલા સભ્ય ગુજરી જવાથી તેની જગ્યાએ એક વાધા ભરેલા સુબાનીયાની ચૂટણી કરવા માટે એણે કોશીશ કરી, તેની મરજી મુજબ ચૂંટણી થઇ, અને કાઉન્સિલમા ફાટફૂટ થઈ, પરિણામે પોલીટીકલ એજન્ટની રાજખટપટના ભોગ બની મણિભાઇ ફરજીઆત રાજીનામું આપી વડોદરે ચાલ્યા ગયા

રાજ્યના દિવાન અને રિજન્સી કાઉન્સિલના મત્રી તરીકે મણિભાઇ જશભાઇની કારકીર્દિ રાજ્યહિતાવહ નીવડી કહેવાય

મણિભાઇના ગયા પછી કચ્છરાજ્યના દિવાન પદપર સુપ્રસિદ્ધ મારગ રાવબહાદુર નર્મદાશંકર તુળજાશંકર આવ્યા તેમણે દિવાનપદ હાથમા લેતાજ સુધારા પ્રવર્તાવ્યા ન્યાયવિભાગના કનુનિક નિયમોને દાખલનુ રૂપ આપી તે અટકાવવાનો તેમણે ભારે પ્રયત્ન કર્યો તેમણે દરેક ખાતામા સુન્દર નિરિક્ષણ કર્યું તેમના વખતમા રાજ્યકારોબારી માટે ઇ સ. ૧૮૮૨ ના નવેમ્બરની ૧૫ મી તારીખે ઓફીસ, રજીસ્ટ્રે-

શન, ઓપિયમ એક્ટ અને બીજા જરૂર જોગ કાયદાકાનુન દાખલ કર્યા એમની ચાર વર્ષની કારકીર્દિ યશસ્વી કહેવાય.

ઇ સ ૧૮૮૨ મા મુબઇ ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસન કચ્છની મુલાકાતે આવ્યો, ત્યારે મહારાવશ્રીની ભાષણ કુશળતા, વાણી માધુર્યતા અને રમતગમતની નિપૂણતા જોઇ, તેઓશ્રીની તારીફ કરી ખુશ થયો, અને મહારાવશ્રીને પોતાને હાથે રાજ્યારૂઢ કરાવી સ્વતંત્ર રાજ્યસત્તા સોંપવાની પોતાની હોશ દેખાડી, અને રાજકાજમા ભાગ લેવા તેઓશ્રીને ભલામણ કરી

ઈ. સ ૧૮૮૨ મા મહારાવશ્રીની ઉમર સોળ વર્ષની થઇ, તે વયે રિજન્સી કાઉન્સિલમા પોતે દાખલ થયા, અને રાજકાજમા ભાગ લેવા લાગ્યા, ત્યારે રિજન્સી કાઉન્સિલને 'કાઉન્સિલ ઑફ એડમિનિસ્ટ્રેશન'નું નામ આપવામા આવ્યુ તેમા મહારાવશ્રી દિવાન નદગકર તુળજાશંકર સાથે અગત્યના કામકાજપર પૂરતુ ધ્યાન આપી, યોગ્ય પૂછપરછ કરી, બધીમાહિતિ મેળવી લેવાનો પ્રયત્ન કરતા, અને રાજકીય પ્રશ્નોમા પોતે ખૂબ ઉંડા ઉતરતા, અને તેનો નીવેડો લાવતા નાની વયે ન્યાય નિપુણતાના ઉચ્ચ ગુણો તેથી પોસાતા હતા

ઇ સ ૧૮૮૩ ના ઓગસ્ટ માસમા મણિભાઇ જશભાઇએ ફરી દિવાનપદે આવી મહારાવશ્રીને રાજકીય કેળવણી આપવાની શરૂઆત કરી, અને પોતાના અધુરા રહેલા કાર્યો ફરી હાથ ધર્યા

સવત્ ૧૯૪૦ ના મહા વદિ ૧૦ ને રોજ ચરાડવાના રાણા જાલમસગજીના કુવરીશ્રી ગગામા સાહેબ તથા સાયલાના ઠાકોર સાહેબના કુવરીશ્રી મોટામા સાહેબ સાથે મહારાવશ્રીના લગ્ન મોટી ધામધુમથી થયા તે પ્રસગે કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, મારવાડ અને મુબઇથી પધારેલ મહેમાનોને કચ્છના હુનર ઉદ્યોગનો પ્રત્યક્ષ પરિચય કરાવવા એક મોટુ કળા પ્રદર્શન ભરવામા આવ્યુ હતુ

ઈ સ ૧૮૮૪ મા મૌવર સધવાણીએ બહારવટુ ખેડ્યુ, અને ભારે લૂટફાટ ચલાવી તેને દાબી દેવા આસિસ્ટટ પોલીસ કમિશ્નર

પ્રાપુરાકર જયશંકર હાથી વાગડપર ચડી ગયા, અને ત્યાં શાંતિ ફેલાવી. તેમની સારી કામગિરીને બદલે ઇ સ ૧૮૮૫ માં પોલીસ કમીશ્નર જયશંકર નરસિંહરામ દિવાન થવા રતલામ ગયા, ત્યારે તેમની પોલીસ કમિશ્નર તરીકે નીમણુક થઇ.

મહારાવશ્રીની ઉમર અઢાર વર્ષની થઈ, ત્યારે તેઓશ્રીના અભ્યાસ નિરીક્ષકે સરકારમાં રિપોર્ટ કર્યો, કે " મહારાવશ્રીએ આ વર્ષે એડ્મિનસ્ટ્રેટનનો ઇતિહાસ, હિસાબાથાનું ડીપાર્ચર, માલ્કમનો ઇરાનનો ઇતિહાસ, રેવનુ કરણ સીવેકશન, ઇંડીયન પીનલકોડ, ફ્રેસેટની પોલીટીકલ ઇકોનોમી, એ ઉપરાંત કેટલાયે ગુજરાતી ગ્રંથો, વર્તમાન પત્રો અને અંગ્રેજી પત્રો વાચ્યા છે. રોજ સાંજનો સમય અરજદારોની અરજી અને ફરીયાદો છુટથી સાંભળે છે, અને સલામે આવનારાઓની હોંસથી સલામો લે છે, વિનયી સભાષણથી એમના પરિચયમાં આવનાર પ્રત્યેક જણ એમના પ્રતિ આકર્ષાયા વિના રહેતો નથી."

મહારાવશ્રીના બુદ્ધિ ચાતુર્ય અને કાર્યકુશળતાના વખાણ સાંભળી, તથા કાઉન્સિલ ઑફ એડમિનિસ્ટ્રેશનના વહીવટમાં ન્યાય નિપૂણના ભર્યા કાર્યો જોઈ, મહારાવશ્રીનો પોતાની પ્રજાપ્રત્યેનો વાત્સલ્ય પ્રેમ ધ્યાનમાં લઇ, સરકારે એકવીસ વર્ષને બદલે અઢાર વર્ષ પૂરા થયે સંપૂર્ણ રાજ્ય અખ્ત્યાર સોંપવાનું જાહેર કર્યું, એટલે પાટનગર ભૂજમાં રાજ્યારોહણની બધી તૈયારીઓ થવા લાગી.

મહારાવશ્રીને રાજ્યાસને બેસાડવા અને સ્વતંત્ર રાજ્ય લગામ સોંપવા મુંબઇના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુશન પધારવાના હતા, પણ ચોમાસાના કારણે તેમનાથી આવી શકાયું નહિ, તેથી તે આવે, તે પ્રસંગે મોટો ઉત્સવ ઉજવવાનું બાકી રાખી, સંવત્ ૧૯૪૧ ના શ્રાવણ વદિ ૫ ને શુભ દિવસે પાટનગરમાં ભરાયેલ ભવ્ય દરબારમાં રાજ્યાભિષેકની ક્રિયા થઇ, તે અવસરે મુંબઇ સરકારની વતી કચ્છના પોલીટીકલ એજન્ટ કર્નલ ફિલિપ્સે મહારાવશ્રીને સંપૂર્ણ સ્વતંત્ર રાજ્યસત્તા સોંપી કાઉન્સિલ ઑફ એડમિનિસ્ટ્રેશન વિસર્જન કર્યું.

ઈ સ ૧૮૮૪ના નવેમ્બરની ૧૩ મી તારીખે મુબઈના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસન માડવી બ દરે ઉતર્યા, અને ૧૪ મી તારીખે ભૂજમા મોટો દરબાર ભરવામા આવ્યો હતો જાડેજા ભાયાતો સ્થાનસ્થાનના મહાજનો અને મહેમાનોની મોટી હાજરીમા ગવર્નર સાહેબે 'કચ્છના મહારાવ' તરીકે સબોધી મહારાવશ્રી ખેંગારજીને કિંમતી ભેટ આપી, રાજ્યપોશાક અર્પણ કર્યો, અને નીચે પ્રમાણે ભાષણ કર્યું —

'મહારાવશ્રીના હાથ હેઠળ રાજતત્ર સુવ્યવસ્થિત ચાલશે, એવી ભવિષ્યવાણી હું હિંમતથી ભાખુ છુ એમની સ્વાભાવિક બુદ્ધિ સારી ખીલેલી છે, એમનુ અત કરણ ઉમદા કેળવણીથી નમ્ર થયુ છે, અને એમણે દેશી પ્રજાની સ્થિતિનુ અને તેને શી શી જરૂરીઆતો છે, તેનુ સપૂર્ણ જ્ઞાન સપાદન કર્યું છે, એટલુ જ નહિ, પણ તેના કરતા અધિક આશા આપનાર તો એમને સ્વભાવ અને સદ્વર્તન છે એ બે વસ્તુ વિષે મને વિચાર બાધવાને વારવાર તક મળી છે આ ગુણો એમની પ્રજાથી અપરિચિત નથી, અને તેથી કરીને એમના કુટુબ ઉપર તથા ખાસ એમના પોતાના ઉપર દીર્ઘકાળથી વશપર પરાથી ચાલતી આવેલી પ્રજાપ્રીતિ વૃદ્ધિ પામ્યા વગર રહેશે નહિ મારી ખાત્રી છે કે એ પ્યારને લીધે તેઓ તેને યોગ્ય થવાને તથા તેનો બદલો વાળવાના કૃત્યો કરવાને ઉશ્કેરાશે જ આપણે જે મહારાજા વિષે આવુ ઉચ્ચ ભવિષ્ય બાધીએ છીએ, તે જો સત્ય નહિ નીવડે, તો લક્ષણો પરથી મનુષ્ય પરિક્ષા કરવાને હું અતિ અજ્ઞાન છુ, એમ માનીશ એટલુ જ નહિ, પરતુ મારા જન્મારામાની એ એક મોટી નાઉમેદી થશે રાજા તરીકેની પરિક્ષામા પાર ઉતરવામા મહાભારત સકટો રહેલા છે ઢીલા થઇ જવાની લાલચો, ખોટી પ્રશસા અને સત્તાબળથી બગડી જવાનું સકટ, એ સવની સામે બાથ ભીડીને તેને જીતવા જોઇએ, તે જેમ વગર જોખમદારીવાળી સત્તાના દુષણો છે, તેમ જો લોકકલ્યાણની ઇચ્છા અને નિ સ્વાર્થ પણ રાખવામા આવ્યુ હોય, તો તેના લાભો અને તકો પણ અનત છે '

ગવર્નર સાહેબના ભાષણનો મહારાવશ્રીએ ઉત્તર આપતા કહ્યુ કે, "આપ નામદાર સાહેબે અમારા વિષે આટલો બધો ઉંચો મત જણાવ્યો, એ આપની ભલાઇ છે, અને અમારે માત્ર એટલુ જ કહેવુ જોઇએ કે અમારી ફરજ નિર્મળ રીતે અને ઉત્સાહપૂર્વક બજાવી શકીએ, તેથી અમને જેટલુ સુખ થાય, તેટલુ બીજા કશાથી થતુ નથી. કહેવા કરતા, કરી બતાવવુ એ મારી કહેવત છે, એમ અમારૂ માનવુ છે તેને અનુસરીને હવે પછી અમો શુ કરશુ, તે વિષે લંબાણથી બોલવા અમે જરૂર જોતા નથી. અમારા વિચાર પ્રમાણે એટલુ જ બોલવુ યથાર્થ છે કે આપણે સુધારા અને જ્ઞાનવૃદ્ધિના જમાનામા રહીએ છીએ' અને રાજકર્તાની પદવી સાથે સબંધ ધરાવનારી અમારી ફરજો અને જવાબદારીઓનો પૂરો ખ્યાલ અમારા મન ઉપર છે પરમેશ્વર અને સર્વોપરિ સત્તાના અંતઃકરણના સદ્ભાવ અને સહાયતાથી તેમ જ પૂર્વ ગોળાર્ધના ઘણાખરા ભાગોમા રહેનારી અમારી પ્રજા જેઓની મમતા અમારા રાજ્ય તરફ કહેવતરૂપ થઇ પડી છે, તેઓની રાજ્યભક્તિયુક્ત મદદથી અમે અમારા સર્વે કૃત્યોમા રૂડી રીતે રાજ્ય ચલાવવાના મૂળ ધોરણોમાથી ઉત્પન્ન થતો રાજ્ય વહીવટ નીતિયુક્ત અને સ્નેહથી ચાલે, એવા ધોરણમા અમે હમેશા લક્ષ રાખશુ, કે જેથી આ પ્રાન્તના લોકોની બુદ્ધિવૃદ્ધિ, નીતિ અને સંપત્તિમા બનતી રીતે વૃદ્ધિ કરવાનો હેતુ પાર પડે"

આ રાજ્યારોહણના પ્રસગે સ્થળ સ્થળથી પધારેલ મહાજનોના સુમારકબાદી અને દીર્ઘાયુષ્ય ઇચ્છનાર પત્રો અને તારોના પ્રત્યુત્તરમા મહારાવશ્રીએ પોતાની ભવિષ્યની કારકીર્દિ વિષે કહ્યુ, કે "અમારી પ્રજા નિરંતર સુખસતોષમા રહે અને દીનપ્રતિદીન તેના કલ્યાણની વૃદ્ધિ થાય, તથા દેશમા આબાદીનો વધારો થતા બુદ્ધિ, નીતિ અને સમૃદ્ધિમા તે આગળ વધે એવી અમારી અત કરણપૂર્વક ઇચ્છા છે આ હેતુ સિદ્ધ કરવામા અમારા કામદાર, ભાયાત, જાગીરદાર, જમીન-

દાર ગિરાસિઆ તથા વેપારીઓ અને મુત્સદ્દી વર્ગઆદિ સર્વ પ્રજા શુદ્ધ રાજભક્તિથી તત્પર રહેશે એવો અમો ભરોસો રાખીએ છીએ સર્વ શક્તિમાન ઇશ્વરની કૃપાથી આપ એવી કામગિરિ સફળ થાઓ એવી પ્રાર્થના છે "

તે બન્ને દરબારમા મહારાવશ્રીની આજ્ઞાથી દિવાન મણિભાઇ જશભાઇએ દેશની વૃદ્ધિ અને સમૃદ્ધિ વધે એવા વેપાર અને કેળવણી સબધી કેટલાક ઠરાવો બહાર પાડવા આથી કચ્છી પ્રજાને ઘણો સતોષ થયો

ઇ સ ૧૮૮૫ ના માર્ચ માસમા સરકારે નામદાર મહારાવશ્રીને 'સવાઇ બહાદુર'નો માનવતો ખિતાબ અને દિવાન મણિભાઇ જશભાઇને 'દિવાન બહાદુર'નો ઇલ્કાબ આપ્યો

દિવાન બહાદુર મણિભાઈ જશભાઇની કચ્છથી માસ્તર દોલત લાલ સેવકરામની હજુર નેમ્બરી અને ના રા રણછોડભાઇ ઉદયરામની હજુર આસિસ્ટંટ તરીકે નીમણુંક થઇ

સવત્ ૧૯૪૧ ના પોષ સુદ ૧૫ ને સાયનાવાળા મહારાણી સાહેબે કુવરીશ્રી કેશરબા સાહેબને જન્મ આપ્યો, અને ૧૯૪૨ ના શ્રાવણ વદ ૮ ના દિવસે ચરાજવાળા મહારાણી સાહેબે યુવરાજ મહારાજશ્રી વિજયરાજજી ઉર્ફ માડુભા સાહેબને જન્મ આપ્યો

ઇ સ. ૧૮૮૫ ના માર્ચ માસમા કર્નલ ગુડફેલોને સાથે લઈ મહારાવશ્રી ખેંગારજી સવાઇ બહાદુર કચ્છની પરિસ્થિતિ જાતે જોવા મુસાફરીએ નીકળ્યા શહેર અને ગામડાઓની સ્થિતિ જોઇ આવ્યા પછી મુબઇ પધાર્યા ત્યા વતની કચ્છી પ્રજાએ મહારાવશ્રીને અતિ ભક્તિભાવથી અપૂર્વ માન આપ્યુ તથા મુબઇના ગવર્નર મિ જેમ્સ ફર્ગ્યુશન તથા તે પછી તરત જ આવેલ લોર્ડ રેએ પણ અનેક પ્રેમ પૂર્વક આદર આપ્યો

કચ્છ રાજ્યના જવાબદાર હોદ્દાઓપર યોગ્ય કચ્છીઓને સ્થાન ન આપતા, તેમની જગ્યાએ લગભગ પરદેશીઓને દાખલ કરવામા

આવ્યા હતા. એ અપવાદ સિવાય મણિભાઈની કારકીર્દિ પ્રજાપ્રિય કહેવાય. તેમના અમલમાં મુખ્ય હુદ્દાઓપર પરદેશી અમલદારો દાખલ થયેલા હોવાથી તેમની સાથે લાયક કચ્છીઓની તે હોદ્દાઓ માટે હરિફાઈ ચાલતી, તેથી બે પક્ષ પડ્યા હતા. તેવે પ્રસંગે મણિભાઇને પાછું વડોદરે જવાનું થવાથી, તેમણે કચ્છ રાજ્યના દિવાનપદેથી રાજીનામું આપ્યું.

દિવાન બહાદુર મણિભાઇ જશભાઇને પાછું વડોદરે જવાનું થવાથી પોતાના હોદ્દાનું રાજીનામુ આપ્યું. કચ્છરાજ્યની સારી નોકરી કર્યા બદલ મહારાવશ્રીએ તેમને ઇ. સ. ૧૮૮૫ ના નવેમ્બરની ૩૦મી તારીખે દરબાર ભરી સુંદર પોષાક અને પોણો લાખ રૂપિયા બક્ષીસ આપ્યા. *Vallabhjee Rownjee*

મણિભાઇ જશભાઇના ગયા પછી અમદાવાદની (સ્મોલ કોઝ) કોર્ટના ન્યાયાધિશ રા. બા. મોતીલાલ લાલભાઇને દિવાનપદ માટે બોલાવવામાં આવ્યા.

ઇ. સ. ૧૮૮૭ના જાન્યુઆરી માસમાં મુંબઇના ગવર્નર લોર્ડ રે કચ્છની મુલાકાતે આવ્યા, ત્યારે તેમના માનમાં ભરવામા આવેલ ભવ્ય દરબારમાં તેમણે ભાષણ કરતા કચ્છી પ્રજાની તારીફ કરી જણાવ્યું, કે– "સ્કોટલાંડની પ્રજા પેઠે તમામ કચ્છી રૈયત વ્યાપારમાં, દરિયાઇ કામમાં અને કળા કૌશલ્યમા આગળ પડેલી છે, જ્યાં મુબઇ ઇલાકામાં માતબર વેપારીઓ હું જોઉં છું, ત્યાં કચ્છીઓ તો અવશ્ય માલમ પડવાના જ, અને સ્કોટીશ લોકો સ્કોટલંડને જેમ પહેલું ગણે છે, તેમ કચ્છીઓ પણ કચ્છને પહેલું ગણે છે, અને ક્યારે પણ પોતાની જન્મભૂમિને ભૂલી જતા નથી."

માંડવીમાં રૂખમાવતી નદીનો પુલ પૂરો બંધાઇ રહેતાં તેમના હાથે તે ખુશ્કો મૂકવાની ક્રિયા થઇ હતી. તે પ્રસંગે ભાષણ આપતાં નામદાર ગવર્નર સાહેબે જણાવ્યું, કે "આ સંસ્થાનની પ્રજાને માટે રસ્તાઓ વિગેરે ઘણા સાર્વજનિક કામો કરવામા આવશે. એમ હું આશા

રાખું છું. પ્રજાકલ્યાણના જેટલા કામો કરો, તેટલા ઓછા છે." આ ભાષણના જવાબમા મહારાવશ્રીએ કહ્યું કેઃ "અમારૂ સંપૂર્ણ રીતે માનવું છે કે પ્રજાને હિતકર થઇ પડે, તેવા સાર્વજનિક કામોની દેશમા વૃદ્ધિ કરવી, તે કોઇ પણ સારા રાજ્યની મુખ્ય ફરજોમાંની એક છે. વળી અમો એવું ધારીએ છીએ, કે સુખ પ્રજાને મેળવી આપવાનો એવા સાર્વજનિક કાર્યોમા હેતુ રહેલો છે, તે એવા પ્રકારનું સુખ છે કે તે પ્રજાના સમગ્રહિતનું 'પ્રતિનિધિત્વપણું' દર્શાવનાર રાજ્ય તરફથી, એવા સુખની યોજના થવી આવશ્યક છે."

ઇ. સ. ૧૮૮૭ ના જુલાઈ માસમાં મહારાણી વિકટોરીયાની જ્યુબીલી મહોત્સવમાં ભાગ લેવા લઘુ બંધુ કલુભા સાહેબને સાથે લઇ મહારાવશ્રી મોટા રસાલાથી વિલાયત જવા મુંબઇ પધાર્યા, ત્યારે મુંબઇમાં વસતી વફાદાર કચ્છી પ્રજાએ એક મોટો મેળાવડો ભરી મહારાવશ્રીને માનપત્ર આપ્યું. તેના ઉત્તરમાં નામદાર મહારાવશ્રીએ કહ્યું; "જે દેશ આબાદી અને સુધારામાં આગળ વધ્યો છે, તેની મુલાકાતથી પ્રાપ્ત થતા ફાયદા વિશે તમે જણાવ્યું છે, જેના સંબંધમાં મારે માત્ર કહેવાની એટલી જ જરૂર છે કે તે ફાયદા મારી પ્રજા અને મારા રાજ્યના અભ્યુદય અને સુખમાં વૃદ્ધિ કરનારા સાધનરૂપ થઈ પડવાથી, મને જેટલો સંતોષ થશે, તેટલો બીજા કશાથીએ થશે નહિ."

મહારાવશ્રી વિલાયત પધાર્યા ત્યા તેમનો ભારે સત્કાર થયો. મહારાણી વિકટોરીયાએ મહારાવશ્રીને નાઇટ ગ્રાંડ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીયન એમ્પાયરનો અને કલુભા સાહેબને કમાન્ડર ઑફ ધી ઇંડીયન એમ્પાયરનો માનવંતો ખિતાબ આપ્યો.

લંડનમાં કેટલોક વખત રહી, બન્ને ભાઇઓ પોતાના રસાલા સાથે સ્કોટલાંડ, ફ્રાન્સ, જર્મની, પ્રશીયા, ઓસ્ટ્રીયા, ઈટલી અને ઇજિપ્તનો પ્રવાસ કરી, કચ્છ પાછા પધાર્યા. ત્યારે મહારાણી વિકટોરીયાની મુલાકાતની યાદગિરીમાં ભૂજ ખાતે જ્યુબીલી હૉસ્પિટલનું ભવ્ય

મકાન બંધાવવાનો વિચાર કર્યો, અને તેનો પાયો ભુજમાં નામદાર ડ્યુક ઑફ કૅનૉટ આવ્યા, ત્યારે તેમના હાથે નંખાવ્યો.

સંવત્ ૧૯૪૫ના કાર્તક સુદ ૪ ને રોજ સાયલાવાળા મહારાણીશ્રીને પેટે કુમારશ્રી ગોડજી ઉર્ફે મનુભા સાહેબનો જન્મ થયો.

સંવત્ ૧૯૫૩ના ચૈત્ર માસમાં કુંવરીશ્રી કેશાંબા સાહેબના લગ્ન કોટાના મહારાજાશ્રી ઉમેદસિંહજી સાથે થયાં.

સંવત્ ૧૯૫૮મા રા. રા. કેશવજી સ્વામજી ઇજનેરની દેખરેખ નીચે તુણા બંદરથી અંજાર સૂધી રેલ્વેની આવજા માટે લોઢાની પાટી સડક રાજ્ય તરફથી બંધાવવાની શરૂઆત થઇ, અને સંવત્ ૧૯૬૬ મા જે. કેમ્બેલ. કરબીની સંભાળ નીચે અંજારથી ભૂજ સૂધી રેલ્વે માટે લોઢાની પાટી સડક તૈયાર કરાવવામાં આવી.

સંવત્ ૧૯૫૬ મા સારા હિંદુસ્તાનમા અનાવૃષ્ટિ થઇ, અને કચ્છમાં પણ ભયંકર દુષ્કાળ પડ્યો. પ્રજા અન્ન અને પાણીના અભાવે દુઃખી થઇ, નાસભાગ કરવા લાગી. ઠેકઠેકાણે ભૂખમરા અને બેકારીની કારમી ચીસો આકાશને ભેદવા લાગી. તેનો કરૂણ પડઘો મહારાવશ્રીને કાને પડ્યો, તેમનું દયાળુ હૃદય વલોવાયું, અને દુઃખી પ્રજાના દુઃખ નિવારણાર્થે-સંકટ નિવારણ ખાતું ખોલ્યું, અને દયાળુ દિલના દિવાન મોતીલાલ ભાઇ અને ખાનગી મંત્રી છોટાલાલ સેવકરામે મહારાવશ્રીની આજ્ઞા પ્રમાણે એ કાર્ય ઉપાડી લીધું.

રાજ્ય તરફથી ઠેકઠેકાણે જાહેર બાંધકામો ખોલવામાં આવ્યા, સડકો બંધાવવાનું અને ખાણેત્રા ખોદાવવાનુ કાર્ય આરંભાયું. ગરીબોને છૂટે હાથે અનાજ આપવામા આવતું. ઠેકઠેકાણે સસ્તા ધાનની પરીઓ ખોલી મધ્યમ સ્થિતિની પ્રજાને રાહત આપવામાં આવી, અને અશક્તો તથા કાઇ કામકાજ ન કરી શકે તેવાઓને છૂટે હાથે રાંધેલું અનાજ વહેંચવામાં આવતું. આ સ્તુત્ય કાર્યમાં મહારાવશ્રીએ રોડ કરોડ કોરી ખર્ચી, હજારોને મરતા બચાવ્યા, અને પરદેશ જતા

અટકાવ્યા, આમ સાચા પ્રજા પાલક અને રાજ્યપિતા તરીકે પોતાની ફરજ આદર્શ રીતે બજાવી. એ ઉદારતાનો જોટો કચ્છના ઇતિહાસમાં તો શું, પણ બીજા દેશી રાજ્યોના ઇતિહાસમાં પણ મળવો મુશ્કેલ છે. એ ઉદારતાને આજે પણ કચ્છીઓ સહર્ષે સંભાળે છે, અને યશોગીત ગાય છે.

ઇ. સ. ૧૯૦૦-(સંવત ૧૯૫૭) ના અકટોમ્બર માસની ૩૦ મી તારીખે હિંદુસ્તાનના વાઇસરોય લોર્ડ કર્ઝન કચ્છની મુલાકાતે આવ્યા હતા. ત્યારે તેમના માનમાં ભરવામાં આવેલ દરબારમાં તે નામદારે નીચે પ્રમાણે ભાષણ આપતાં કહ્યું કેઃ-

"ચિત્તાકર્ષક બાબતોમાં એક સુશિક્ષિત, બુદ્ધિશાળી અને લોકકલ્યાણમાં તત્પર યુવાન રાજાના પરિચયનો આનંદ પણ ઉમેરવો પડશે. કચ્છી વેપારીઓના માટમે કચ્છનું નામ પૂર્વ દુનિયામાં સર્વત્ર જાણીતું કર્યું છે. જંગબાર, એડન કે મુંબઇના બજારો અને બંદરોમાં કચ્છી વેપારીઓ તેવા જ જાણીતા છે. આ રાજ્યના વેપારની આબાદીનો કેટલોક પુરાવો મેં માંડવીમાં જોયો, કે જ્યાં આજસવારે હું ઉતર્યો, અને જ્યાં મને કહેવામાં આવે છે તે પ્રમાણે સમૃદ્ધિવાન મનુષ્યોની સારી સંખ્યા વસે છે. દેશના અંદરના ભાગોમાં હું મુસાફરી કરતો ગયો, તેમ તેમ લોકોના આબાદી ભરેલા અને સમૃદ્ધિવાન દેખાવથી મને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ, મેં એક પણ દુબળો, પાતળો મનુષ્ય કે એક પણ કંગાલ ચીમડાએલ ચહેરો જોયો નહિ, જ્યારે મને યાદ આવ્યું કે ગયે વર્ષે જ આ કચ્છદેશ છપ્પનીયા દુષ્કાળથી ત્રાસી રહ્યો હતો; અને બે વર્ષ પહેલા દશ હજાર માણસોનો પ્રાણઘાતક ઉગ્રપ્લેગે ભોગ લીધો હતો, ત્યારે મારી દ્રષ્ટિએ પડતા દેખાવથી લોકોને કુદરતી બળ અને શક્તિ ફરીથી પ્રાપ્ત કરવાની શક્તિ અસમ હોવી જોઇએ, એમ વિચાર આવ્યો, પરંતુ મને વિચાર થયો, કે તેથી પણ યશસ્વી તો તે

રાજાની ઉદારતા અને દેશાભિમાન છે કે જે રાજા પોતાની પ્રજાને સંકટ નિવારણાર્થે નિભાવવા પોતાના ખાનગી ખાનામાંથી રૂપિયા વીસ લાખ ઉપરાંત ખર્ચી, પ્રજાનો રક્ષક બન્યો; તેવા રક્ષક થવાની દરેક રાજાની સર્વોત્કૃષ્ટ મહત્વાકાંક્ષા હોવી જોઇએ."

"મહારાવશ્રી હજુ યુવાન છે, અને સેવા, ઉપયોગીના ગૌરવવંતુ જીવન હજુ તેઓના હાથમાં છે. લોકવિકાસના કાર્યમાં શાન્ત ઉભા રહેવાનું હોય જ નહિ. પોતાની શક્તિનો ઉપયોગ કરવા ઘણા વર્ષ સુધી તેઓને પુષ્કળ કાર્ય મળશે. તેઓ જો માંડવીથી ભૂજ સુધી રેલ્વે સડક બાંધે તો કચ્છમાં આયાતનિકાશના વેપારને મગવડતા થાય, અને હું આશા રાખું છું કે હિંદુસ્તાનમાંથી દુ જાઉં અને મારું નામ ભૂંસાઇ જાય, ત્યારપછી લાંબા સમય સુધી તેઓ પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ લોકકલ્યાણના કાર્યોમાં કરે. આ દુનિયામાં સેંકડો અને હજારો રાજાઓ રાજ કરી ગયા, અને તેઓમાંથી ઘણી નજીવી સંખ્યાના નામો તેઓના રાજ્ય કે આશ્રાજ્યોમાં હર્ષપૂર્ણ યાદ કરાય છે, એનો આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણે જોઇએ છીએ કે નાનકડી સંખ્યાની અમર નામવલી અદ્‌ગુણોને લઇને છે. હાલના મહારાવશ્રી ખેંગારજી પ્રજાનો પ્રેમ મેળવી પોતાનું નામ ભવિષ્યે પણ લાંબા સમય સુધી પ્રજા હૃદયમાં રહે, એવા ભાગ્યશાળી થાઓ."

સંવત ૧૯૫૮ માં કુંવરીશ્રી બાકુંવરબા સાહેબનાં લગ્ન રતલામના મહારાજાશ્રી સજ્જનસંગજી સાથે થયાં.

રા. બા. મોતીલાલ લાલભાઇ પછી રા. રા. રણછોડભાઇ ઉદયરામે કચ્છ રાજ્યના કામચલાઉ દિવાન તરીકે ત્રણ વર્ષ લગી કામ કર્યું. તેમના પછી સંવત્ ૧૯૬૦ માં રા. રા. ચુનીલાલ સારાભાઇ દિવાન પદપર આવ્યા. તેમણે અગીઆર વર્ષ લગી દિવાનગિરી ભોગવી, માંડવી મુકામે દેહ ત્યાગ્યો.

સંવત્ ૧૯૬૩માં યુવરાજ કુમારશ્રી વિજયરાજજી સાહેબના લગ્ન શિરોહીના મહારાજાશ્રી કેશરીસિંહના કુંવરીશ્રી પદ્મકુંવરબા સાહેબ સાથે થયા અગાઉ ભૂજથી ખાંડું મોકલી કન્યાને બોલાવી ભૂજમાં લગ્ન કરતા, અને તેથી રાજપુતાનાની કન્યા અપાતી નહિ, કારણ કે ત્યાંની કન્યા પરણે તો હથેવાળે પરણવા જવું પડે, પણ તે પ્રતિબંધ તોડી યુવરાજશ્રીને પરણાવવા શિરોહી જાન લઇ જવામાં આવી હતી, અને ત્યાં ધામધુમથી લગ્નક્રિયા થઇ હતી.

સંવત્ ૧૯૬૬ ના ભાદરવા વદિ ૧૩ ને દિવસે યુવરાજ કુમારશ્રી વિજયરાજજી સાહેબને ત્યાં યુવરાજ કુમારશ્રી મેઘરાજજી ઉર્ફે મદનસિંહજીનો જન્મ થયો, અને સંવત્ ૧૯૬૭ના માગશર સુદ ૧ને રોજ કુમારશ્રી નટવરસિંહજી જન્મ્યા.

સંવત્ ૧૯૭૦ માં કુમારશ્રી ગોડજી ઉર્ફે મનુભા સાહેબના લગ્ન કોટા તાબે-અંબોળીયા સ્થાને કુંવરીશ્રી રૂપકુંવરબા સાહેબ સાથે ઘણી ધામધુમથી થયા. સંવત્ ૧૯૭૫ માં કુમારશ્રીને ત્યાં કુંવર જોગવરસિંહનો જન્મ થયો, અને સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૬ ના દિવસે બીજા કુંવર નરસિંહજીનો જન્મ થયો.

દિવાન મુનીલાલ નારાબાઇના અવસાન પછી નાયબદિવાન સદાશિવ સીતારામ દિક્ષિતની દિવાન તરીકેનું કામકાજ કરવાની નીમણુક થઇ, અને હાલમાં એઓશ્રી કામકાજ ચલાવે છે.

ઇ. સ. ૧૯૧૬ માં મુંબઇના ગવર્નર લોર્ડ વીલીંગ્ડનની કચ્છમાં પધરામણી થઇ હતી.

ઇ. સ ૧૯૨૮-૨૪માં બહારવટીયાઓએ કચ્છમાં કેર વર્તાવ્યો હતો. તેમણે વાગડના કેટલાક ગામોમાં લુંટ ચલાવી હતી. અંતે મહા પ્રયાસથી તેમને પકડી પાડવામાં આવ્યા, અને તેમના પર કેસ ચલાવવામાં આવ્યો, તેમાં સાત જણને ફાંસીની સજા થઇ, અને બાકીનાઓને કેદની શિક્ષા થઇ.